अर्हम्

# अर्बुदाचलप्रदक्षिणा जैनलेखसंदोह

[ આબુ ભાગ ૫ ]

સંગ્રાહક : અનુવાદક : સંપાદક
ઇતિહાસપ્રેમી – શાંતમૂર્તિ
મુનિરાજ શ્રીજયંતવિજયજી

શ્રીયશોવિજય જૈન ગ્રંથમાળા
ગાંધીચોક : ભાવનગર

પ્રકાશક :
શ્રીભાઈચંદ અમરચંદ વકીલ
બી. એ. એલએલ. બી.
મંત્રી : શ્રીયશોવિજય જૈન ગ્રંથમાળા
ભાવનગર (સૌરાષ્ટ્ર)

વીર સં. ૨૪૭૫] ધર્મ સં. ૨૭ [વિ. સં. ૨૦૦૫

કિંમત રૂપિયા
સાત

મુદ્રક :
ગોવિંદલાલ જગશીભાઈ શાહ
શારદા મુદ્રણાલય : અમદાવાદ.

# પ્રકાશકનું નિવેદન

**પૂજ્ય** શાંતમૂર્તિ મુનિરાજ શ્રી જયંતવિજયજી મહારાજશ્રીના દેહવિલયથી અમારી સંસ્થાને જે ફટકો પડ્યો છે એ હજી તાજો જ છે. જેમની આસપાસ અમે વીંટળાઈને ગ્રંથમાળાના વિકાસની યોજનાઓના સંદેશ ઝીલતા ને ચર્ચા કરતા એ મહાત્મા અમારી વચ્ચેથી ચાલ્યા ગયા તેથી અમારી સ્થિતિ આજે નિરાધાર જેવી બની છે; જાણે સંસ્થાનું એક મુખ્ય અંગ વિકલ થઈ ગયું હોય.

એમનો છેલ્લો સંદેશ હતો કે, "ગ્રંથમાળાને બની શકે તેટલી પ્રગતિશીલ બનાવજો."

આજે એ સ્વર્ગસ્થ મહાત્માની એક મહિનાની પુણ્યતિથિએ તેમનું આદરેલું એક પુસ્તક પ્રગટ કરતાં અમે કંઈક કૃતજ્ઞતા અનુભવીએ છીએ. આ પુસ્તક આબુના પાંચમા ભાગરૂપે પ્રગટ થાય છે.

આ શિલાલેખો તેઓશ્રીએ જાતે લીધેલા છે. શિલાલેખો આમ તો ઐતિહાસિક દૃષ્ટિએ અમૂલ્ય ગણાય પણ આપણો જૈન સમાજ એ શિલાલેખોનું મહત્ત્વ ભુલી ગયો હતો. તે શિલાલેખો છૂટા પથ્થરોની જેમ રઝળતા પડ્યા હતા. સ્વ૦ શ્રીજયંતવિજયજી મહારાજશ્રીએ તે શિલાલેખોનો પુનરુદ્ધાર કર્યો; તેમને બોલતા કર્યા, અને ભુલાયેલાં સ્થળોનું ઐતિહાસિક માહાત્મ્ય રજુ કર્યું છે. તેમણે તે માટે વિહારો કરવામાં કષ્ટદાયક જે સાહસ, ધૈર્ય અને સહનશીલતા વેઠ્યાં હશે તેની તો આપણે નરી કલ્પના જ કરવી રહી.

આબુના ચોથા ભાગમાં જે ૯૭ ગામોનું વર્ણન આપ્યું છે તે પૈકીના ૭૧ ગામોમાંથી શિલાલેખો મળી આવ્યા છે; તેનો સંગ્રહ અનુવાદ સાથે મુનિશ્રીએ તૈયાર કરી રાખેલો અમે પ્રગટ કરીએ છીએ. આના પર ખાસ ટિપ્પણીઓ લખવાની તેમની ભાવના હતી, પરંતુ

તેમની બિમાર હાલતના કારણે એ બર આવી નહિ. આથી બાકીના અધૂરાં કામ જેવાં અનુક્રમણિકા, ઉપોદ્‌ઘાત અને પ્રુફ–રીડીંગનું કામ મ્હેગામનિવાસી પં. અંબાલાલ પ્રેમચંદ શાહ (વ્યાકરણતીર્થ) ને સોંપવામાં આવ્યું અને અમદાવાદનિવાસી પં. રતિલાલ દીપચંદ દેસાઈ (ન્યાયતીર્થ, તર્કભૂષણ) તેમજ પં. બાલાભાઈ વીરચંદ દેસાઈ (ન્યાયતીર્થ, તર્કભૂષણ)ના સહકારથી તેમણે તૈયાર કર્યું તે આ રૂપે અમે પ્રગટ કરીએ છીએ. એ સહકાર માટે અમે તેમને ધન્યવાદ આપીએ છીએ.

આબુના છઠ્ઠા ભાગરૂપે આબુને લગતાં સ્તુતિ–સ્તોત્રોનો સ્વ. મુનિશ્રીજીએ કરેલો સંગ્રહ તૈયાર પડ્યો છે. સિંધથી કચ્છ સુધીના વિહારવર્ણનનું પુસ્તક પણ તૈયાર પડ્યું છે અને તેમના વિહારવર્ણનની નોંધો જેને પ્રવાસ ડાયરી કહી શકાય તે તો ઘણી મહત્ત્વની છપાવી શકાય એ રીતે તૈયાર છે. કેટલાંયે ગામોના પ્રાચીન શિલાલેખોનો સંગ્રહ તો હજી એમ ને એમ પડ્યો છે. આ તરફ આબુના પહેલા ભાગની માગણી જોરશોરથી થાય છે. પરંતુ એ બધા કામોને આટોપવા જેટલી સંપત્તિ અમારી પાસે નથી એ અમારે કબૂલવું જોઈએ સમાજનાં સહકારથી અને સહાયથી એ પ્રકાશનો વેલાસર હાથ પર લેવાની ભાવના અમો સેવી રહ્યા છીએ.

મુનિ શ્રીવિશાળવિજયજી મહારાજશ્રીએ આ સંસ્થાને સહકાર આપવાં અને મહારાજશ્રીનું લેખિત સાહિત્ય સોંપવા જે ઉદારતા દર્શાવી છે તે માટે અમે તેમનો આભાર માનીએ છીએ.

આ પુસ્તક પ્રકાશનમાં, સ્વર્ગસ્થ શાન્તમૂર્તિ મુનિરાજશ્રી જયંતવિજયજી મહારાજશ્રીના સદુપદેશથી જે જે મહાનુભાવ ગૃહસ્થોએ અને સંઘના અગ્રણીઓએ જે દ્રવ્ય સહાયતા કરી છે તે બદલ એ દરેકનો અમો આભાર માનીએ છીએ અને હવે પછીના અપ્રગટ પ્રકાશનોમાં તેઓ ખાસ સહાયક બને તેમ ઈચ્છીએ છીએ.

પ્રકાશક.

# આ પુસ્તક છાપવામાં

## અગાઉથી સહાયતા આપનારા સજ્જનોનાં નામો

| રકમ | નામ | ગામ |
|---|---|---|
| ૨૫૧) | મહેતા પાનાચંદ ઠાકરશી | સુરેન્દ્રનગર |
| ૨૫૦) | શ્રી. મોરબી તપગચ્છ જૈન સંઘ | મોરબી |
| ૨૦૧) | સંઘવી કિરચંદ સુંદરજી<br>હા. સંઘવી મોહનલાલ લાલચંદ | ,, |
| ૨૦૧) | શાહ ભાઈચંદ ફૂલચંદનાં સ્વ. ધર્મપત્ની<br>મણીબાઈના સ્મરણાર્થે (વાઘપુરવાળા) | ,, |
| ૧૫૧) | સ્વ. શાહ ઓધડભાઈ રામજીના સ્મણાર્થે<br>હા. ગંભીરદાસભાઈ તથા દુર્લભદાસભાઈ | ભાવનગર |
| ૧૦૧) | શાહ ત્ર્યંબકલાલ છગનલાલ | સુરેન્દ્રનગર |
| ૧૦૧) | ગુંજાલા સંઘ સમસ્ત | ગુંજાલા |
| ૧૨૫) | શ્રી દેકાવાડા સંઘ સમસ્ત | દેકવાડા |
| ૧૦૧) | શ્રી છનીઆર સંઘ સમસ્ત | છનીઆર |
| ૧૦૧) | શ્રી રામપુરા સંઘ સમસ્ત | રામપુરા |
| ૧૦૧) | શેઠ જીવણલાલ અબજી જ્ઞાનમંદિર<br>હા. શેઠ રતિલાલ જીવણલાલ | વઢવાણશહેર |
| ૧૦૧) | શ્રી ઝીંઝુવાડા સંઘ સમસ્ત<br>હા. શાહ લવચંદ ઈચ્છાચંદ | ઝીંઝુવાડા |
| ૧૦૦) | શા પીથાજી માલાજીની મુંબઈની દુકાન તરફથી<br>હા. શા લખમાજી ધનાજી | ભટાણા |
| ૭૧) | શ્રી વિઠલાપુર સંઘ સમસ્ત | વિઠલાપુર |
| ૫૧) | શાહ ચુનીલાલ ઉમેદચંદ | જોરાવરનગર |
| ૫૧) | શાહ ડાહ્યાભાઈ લલ્લુભાઈ | સુરેન્દ્રનગર |

| રકમ | નામ | ગામ |
|---|---|---|
| ૫૧) | શાહ ગુલાબચંદ રાઘવજી | સુરેન્દ્રનગર |
| | હા. શાહ છગનલાલ અમુલખ | ,, |
| ૫૧) | વોરા પ્રેમચંદ લાલચંદ પથ્થરના વેપારી | |
| ૫૧) | શાહ રમણિકલાલ વર્ધમાન | જોરાવરનગર |
| ૫૧) | શાહ કાંતિલાલ વલ્લભદાસ (વળાનિવાસી) | વલભીપુર |
| ૫૧) | બાવીશી પરસોતમદાસ લાલચંદ | જોરાવરનગર |
| ૫૦) | શાહ પોપટલાલ સુખલાલ | સુરેન્દ્રનગર |
| ૪૧) | કઢાણા સંઘ સમસ્ત | કઢાણા |
| ૫૧) | હરિલાલ પરશોતમ શાહ તેમના લઘુબંધુ રતિલાલના સ્મરણાર્થે | ટંકારા |
| ૩૫) | વોરા તલકશી જાદવજી : પથ્થરના વેપારી | સુરેન્દ્રનગર |
| ૩૧) | શાહ ઓઘડભાઈ કાલીદાસ | રૂદાતલ |
| ૨૫) | શાહ ભોગીલાલ આશારામ : ઘીવાળા | રામપુરા |
| ૨૫) | શાહ આત્મારામ ભોગીલાલ | ,, |
| ૨૫) | શાહ મોહનલાલ ગુલાબચંદ | ગુંજાલા |
| ૨૫) | શેઠ લાડકચંદ તારાચંદ | ટીંઝ |
| ૨૫) | શાહ મોહનલાલ ડોસાભાઈ | રામપુરા |
| | હા. રતિલાલ મોહનલાલ ખોળવાળા | |
| ૨૫) | બાબી છોટાલાલ મોહનલાલ | ,, |
| | હા. છોટાલાલનાં માતુશ્રી શિવબાઈ | |
| ૨૫) | શાહ લલ્લુભાઈ કસ્તુરચંદ | શિહોર |
| ૨૬) | શિહોર સંઘ સમસ્ત | ,, |
| ૨૫) | શાહ ચિમનલાલ ચંદુલાલ ગુંજાલાવાળા | રૂદાતળ |
| ૨૫) | વોરા ચતુરભાઈ કલ્યાણજી | માંગોળ |
| ૨૬) | શાહ વીરજી ધનજી | છનીઆર |
| ૨૫) | શાહ દલીચંદ વીરચંદ શિહોરવાળા | જોગવરનગર |

| રકમ | નામ | ગામ |
| --- | --- | --- |
| ૨૫) | શાહ શાન્તિલાલ ગુલાબચંદ લીંબડીવાળા | સુરેન્દ્રનગર |
| ૨૬) | એક સદ્‌ગૃહસ્થ | ,, |
| ૨૫) | શાહ મગનલાલ રામજીભાઈ : પથ્થરના વેપારી હા. વૃજલાલભાઈ | ,, |
| ૨૫) | શાહ ગાંડાલાલ જેઠાભાઈ લીંબડીવાળા | ,, |
| ૨૫) | શાહ ચુનીલાલ ચત્રભુજ વકીલ | ,, |
| ૨૫) | વોરા શિવલાલ લાલચંદ | ,, |
| ૨૫) | શાહ નાથાલાલ મોહનલાલ : પથ્થરના વેપારી | ,, |
| ૨૫) | તારવાળા ગાંધી છોટાલાલ સુખલાલ ચૂડાવાળા | ,, |
| ૨૫) | શાહ ગુલાબચંદ વાઘજી વકીલ | ,, |
| ૨૫) | વોરા કેશવજી જુઠાભાઈ (રાજપર) | ,, |

# અંજલિ

**આ** પુસ્તકની ઉપોદ્‌ઘાત લખવાની આવી પડેલી ફરજ પહેલાં એ અમર વિભૂતિને હું ભારે હૈયે અંજલિ આપું.

પૂજ્ય શાંતમૂર્તિ મુનિરાજ શ્રીજયંતવિજયજી મહારાજશ્રીએ આ શિલાલેખો લેતાં અને તે ગામોનું વર્ણન લખતાં કેવી જહેમત ઉઠાવી છે, એ તો તેના અભ્યાસીઓ જ સમજી શકે. મારા નિકટના પરિચયથી મારે કહેવું રહ્યું કે, આ ખાતર તેમણે તેમના સુયોગ્ય શિષ્ય શ્રીવિશાલવિજયજી જોડે લાંબા અને અગવડભર્યા પ્રવાસો ખેડ્યા હતા. સાધુજીવનની મર્યાદામાં રહીને તેમણે બીજી સગવડોની ખેવના કરી નહોતી અને પોતાના એકમાત્ર સંશોધનના રસ-પ્રવાહમાં તણાઈને ટાણે-કટાણે કાચું-કોરું, લૂખું-સૂકું, મળ્યું ન મળ્યું ભોજન લઈને તેમણે શરીરની પણ દરકાર રાખી નહોતી. દરકાર હતી માત્ર ચારિત્ર્યના એ શુભ્રવર્ણી આત્મા ઉપર જરા સરખોયે મેલો છાંટો ઊડવા ન પામે તેની. પાણીમાંના પંકજ જેવી તેમની નિર્લેપ સ્થિતિ હતી.

આ શિલાલેખોને ઉકેલતાં તેમણે એક આંખ તો ખોઈ હતી અને બીજીયે ઝાંખી બની હતી. છેવટ સુધી એવી આંખ અને હાથ ચાલ્યા ત્યાં સુધી તેમણે કામ કર્યે જ રાખ્યું; અને તે પણ સામાન્ય જ્ઞાન પામેલાથી છેક વિદ્વાન સુધી તે વંચાય એ દૃષ્ટિએ. એ ઉપરથી તેમને એક મોટા વિદ્વાન કોઈ કહે કે ન કહે, પણ તેમની પાસે જે જ્ઞાન હતું તે નક્કર હતું—કોઈ વાતે સંદિગ્ધ નહિ—એમાં

તો શક નથી.

તેઓ નવા સંશોધનને અંગીકાર કરતા પણ જૂનાને તરછોડતા નહિ. એનો પુરાવો તેમનાં પુસ્તકો આપે છે. આબુ અને શંખેશ્વર જેવાં તીર્થોના ઈતિહાસ માટે તેમણે ભાગ્યે જ બીજાને પ્રયત્ન કરવા જેવું બાકી રાખ્યું હશે.

એમની સાધના મૂંગી હતી. માળામાંના દોરાને ભલે કોઈ ન જૂએ, પાયાના પથ્થરને ભલે કોઈ ઉવેખે, બારોટીના બંધનને છેવટે ભલે કોઈ ફગાવી દે— છતાં એનું મહત્ત્વ નકારી ન શકાય.

એવા એક મરજીવા સાધનાશીલ સંશોધક અને સાહિત્યિક મુનિવરનો દેહ તા. ૮-૧૨-'૪૮ ને રોજ વલભીપુરમાં પડ્યો, જેની ખોટ પૂરાય એવી નથી. જૈન શાસનની ઉન્નતિ માટે ધગશભરી મૂંગી સેવા આપી અમર બનેલા એ માનવી આત્માને મારી આવડી અંજલિ આપી કૃતાર્થ થાઉં છું.

વિનીત

અંબાલાલ

# ઉપોદ્ઘાત

શાંતમૂર્તિ મુનિરાજ શ્રીજયંતવિજયજી મહારાજશ્રીનો પ્રતિમા-લેખોનો આ બીજો સંગ્રહ છે. પહેલો સંગ્રહ "અર્બુદ પ્રાચીન જૈનલેખ સંદોહ" આબુ ભાગ બીજારૂપે પ્રગટ થયેલો છે. ૬૬૪ લેખોનો આ સંગ્રહ મૂળ, તેના અનુવાદ અને જેમણે 'આબુ' પરના કેટલાક લેખો ઉપર ઐતિહાસિક માહિતી આપવાનો પ્રયત્ન કર્યો છે તેની આલોચના સાથેનો, આ જ ગ્રંથમાળા તરફથી પ્રગટ થઈ ચૂક્યો છે, જે આજે દુષ્પ્રાપ્ય છે.

સં. ૧૯૮૭માં મુનિશ્રીએ આબુની આસપાસના પ્રદેશમાં પ્રદક્ષિણારૂપે વિહાર કરીને એકઠી કરેલી ઐતિહાસિક સામગ્રીમાંથી આ પૂર્વે "અર્બુદાચલ પ્રદક્ષિણા" આબુ ભાગ ચોથારૂપે પ્રગટ થયેલા પુસ્તકમાં આપેલાં ૯૭ ગામોનું વર્ણન છે, તે પૈકીનાં ૭૧ ગામોનાં જૈન મંદિરોમાંથી જે ધાતુની તેમજ આરસની મૂર્તિઓ, ભીંત, બારશાખ, તામ્રપત્ર કે શિલા-દસ્તાવેજો મળી આવ્યા તે ૬૪૫ લેખોનો આ બીજો સંગ્રહ પણ અનુવાદ સાથે આબુ ભાગ પાંચમારૂપે "અર્બુદાચલ પ્રદક્ષિણા જૈન લેખ સંદોહ" નામે પ્રગટ થાય છે.

આમ આ બંને સંગ્રહો નિશ્ચિત પ્રદેશને અનુલક્ષીને કરાયા છે અને તે શ્વેતાંબર જૈનોના જ હોવાથી મોટે ભાગે તે પ્રદેશના જૈનોની સાંસ્કારિક સંપત્તિનો ખ્યાલ આપે છે. પરંતુ જૈનધર્મના કથાપ્રેમી વર્ગને શિલાલેખો શું તેનું જ્ઞાન આજના વૈજ્ઞાનિક યુગમાંયે બહુ ઓછું છે એમ કહેવું વધારે પડતું નથી. જૂનાં જૈન મૂર્તિલેખોના સંગ્રહ કરનારાઓમાં પુરોગામી ફ્રેંચ વિદ્વાન ગૅરિનોટે એક્સે હાથે ઈ. સ. પૂર્વે ૨૪૨ થી લઈને ઈ. સ. ૧૮૮૬ સુધીના ૮૫૦ લેખોનો સંગ્રહ સને ૧૯૦૭ માં પ્રગટ કર્યો ત્યારથી આપણે ત્યાં પણ ઇતિહાસ-પ્રેમી વર્ગમાં એવા સંગ્રહની દૃષ્ટિનો વિકાસ થયો અને એ વિગ્રે

જે કેટલાક ૮-૧૦ ગ્રંથો અત્યાર લગી પ્રગટ થયા છે તેમાં આ સંગ્રહ પણ કીમતી ઉમેરો કરે છે.

શોધખોળ એટલે ભૂતકાળને ઉલેચવો. આ કામ ધૂળધોયાના ધંધા જેવું 'ડુંગર શોધીને ઉંદર કાઢવા' જેટલી ધીરજનું ગણાય. કેટલીક વખત એવી મહેનત પણ માથે પડે, છતાં જો એકાદ રત્ન-કણિકા મળી આવે તો શોધકનો આનંદ અવર્ણનીય બની રહે છે. આવી સામગ્રી અંધકાર યુગનાં જુદા જુદા થરો ઉકેલતી તત્કાલીન રાજકીય, સામાજિક કે ધાર્મિક હકીકત; રાજાવલી, મંત્રીઓ અને ભૌગોલિક માહિતી વગેરે આપે છે, અને ભારતીય ઇતિહાસના સળંગ યુગોની પરંપરામાં જ્યાં ગાબડાં પડ્યાં હોય ત્યાં પ્રકાશ પાથરે છે, એટલું જ નહિ પણ અર્ધપ્રગટ જ્યોતિને સંકોરવામાં મદદ કરે છે, તેથી તે ઓછાં મૂલ્યાંકનવાળી ન જ ગણાય, આવી દસ્તાવેજી સામગ્રી જ ઇતિહાસ માટે કાચો માલ બની રહે છે.

## અવલોકન

મહારાજશ્રીએ ગામવાર અને તેમાંય સંવતવાર લેખો આપેલા છે. અને લેખોનો સ્થળનિર્દેશ તેની નીચે ટિપ્પણમાં જ આપ્યો છે. વિ. સં. ૭૪૪ (લેખાંકઃ ૩૬૫)ના એક લેખને બાદ કરતાં વિ. સં. ૧૦૧૭ થી સં. ૧૯૭૭ સુધીના મૂર્તિઓ વગેરેના લેખોનો આમાં સમાવેશ થયો છે એટલે આ પ્રદેશમાં લગભગ ૯૬૦ વર્ષોમાં જૈનોની સ્થિતિની સમુચ્ચયરૂપે સૂચનાત્મક માહિતી મળે છે. કેટકેટલાય જૈન મંત્રીઓ, ભાંડાગારિકો, સાંધિવિગ્રહિકો, દાણ્ડિકો વગેરેએ પોતાના અધિકારપદેથી જૈન સમાજના વિકાસમાં કેવો અને કેટલો ફાળો આપ્યો છે તેમજ જૈન શ્રેષ્ઠીઓને પણ પોતાના સાંસ્કારિક પ્રભાવથી કેટલાયે નરેશોને જૈનો પ્રત્યે સહાનુભૂતિ દર્શાવતા કર્યા છે એના પુરાવાઓ રજૂ કરે છે, અને કેટલીક નોંધપાત્ર નવીન હકીકતો પણ સાંપડે છે; જે ભારતીય ઇતિહાસમાં ઉપયોગી નીવડે. આપણે આમાંથી કેટલુંક તારવેલું અવલોકન કરી લઈએઃ—

**વિશિષ્ટ હકીકતો :**

(૧) આબુના પરમાર રાજાઓમાં કૃષ્ણરાજ પ્રથમ, જે અરણ્ય-રાજનો ઉત્તરાધિકારી હતો, તેનો એક લેખ આ સંગ્રહના લેખાંકઃ ૪૮૬ પર છે. અત્યાર સુધીના લેખોમાં આવેલી રાજાવલીમાં તેનું નામમાત્ર મળે છે. પણ તેના રાજત્વ-કાળનો નિર્દેશ અદ્યાપિ ક્યાય જોવાયો નથી. જ્યારે આ લેખ વિ. સં. ૧૦૨૪માં તેના રાજત્વકાળમાં ભગવાન મહાવીરની પ્રતિમા ભરાઈ એવો ઉલ્લેખ કરે છે. તેના પુત્ર ધરણી-વરાહનો રાજત્વકાળ પણ નિશ્ચિત નથી. જો કે આ ઐતિહાસિક નિર્દેશથી કૃષ્ણરાજ કે ધરણીવરાહના રાજત્વકાળનાં વર્ષોનો નિર્ણય થઈ શકતો નથી, પરંતુ સં. ૧૦૨૪માં કૃષ્ણરાજ પ્રથમ આબુ–પ્રદેશ ઉપર નિશ્ચિતરૂપે રાજ્ય કરતો હતો. એટલે કૃષ્ણરાજનો કાળનિર્ણાયક આ લેખ પરમારોના રાજત્વકાળનો પૂર્વ સીમાસ્તંભ બની રહે છે એટલું નક્કી થાય છે

(૨) રાણકપુરનું પ્રસિદ્ધ ત્રૈલોક્યદીપક નામનું ભવ્ય મંદિર સં. ૧૪૯૬ માં બંધાવી પ્રતિષ્ઠા કરાવનાર સંઘવી ધરણા શાહના પૂર્વજોની કંઈક વધુ પેઢીઓના નામો લેખાંકઃ ૩૭૪ માંથી પ્રાપ્ત થાય છે. તેમાં જણાવ્યું છે કે શ્રેષ્ઠી સાંગાના પુત્ર પૂર્ણસિંહ, તેના પુત્ર કુંરપાળ અને તેનો પુત્ર રત્ના અને પ્રસ્તુત ધરણા શાહ હતા. (જુઓ વંશવૃક્ષ પૃષ્ઠઃ ૧૦૪)

**જૈનોના પ્રભાવની વિગત :**

(૩) લેખાંકઃ ૫૧ પરથી જણાય છે કે સં. ૧૪૪૨ના જેઠ સુદિ ૯ ને સોમવારે રાજા કાન્હડદેવના પુત્ર વીસલદેવે ભ૦ મહા-વીરના (મૂંગથલાના) મંદિરના નિર્વાહ અર્થે વાડી સહિત આઘાટ આપ્યો.

(૪) લેખાંકઃ ૫૫ પરથી જણાય છે કે, ચંદ્રાવતીના મહારાજા

વીસલદેવના રાજ્યમાં અને સારંગદેવના વિજયી રાજ્યમાં સં. ૧૩૪૫ ના વૈશાખ સુદિ ૮ ને શુક્રવારે દત્તાણી ગામનાં બે ખેતર ત્યાંના પરમાર દેવડા ઠાકોર પ્રતાપશ્રી અને હેમદેવે (દત્તાણીના મંદિર માટે) આપ્યાં અને રા. મહીપાલદેવના પુત્ર સુહડસિંહે યાત્રા કરી ૪૦૦ દ્રમ્મ આપ્યા.

(૫) "અર્બુદાચલ ઉપર આવેલા શ્રીનેમિનાથ ભગવાનના લૂણવસહી મંદિરના પૂજા આદિ ખરચ માટે ચંદ્રાવતીના રાજા સોમદેવ અને તેના પાટવીકુંવર કાન્હડદેવે ડબાણી ગામ હમેશાં માટે ભેટ કર્યું"—તેનો ઉલ્લેખ આબુ ભાગ બીજાના સં. ૧૨૮૭ ના લેખાંકઃ ૨૫૧ મા છે, તે જ હકીકતની સ્પષ્ટ રજુઆત કરતો ડબાણીનો સુરહી—સરઈ નો સં૦ ૧૨૯૬ શ્રાવણ સુદિ ૪ ને ગુરુવારનો દાનપત્ર-લેખ લેખાંકઃ ૧૯૪ પર છે જે અત્યારે અજમેરના રાજપૂતાના મ્યૂઝિયમમાં મૂકેલો છે.

(૬) લેખાંક; ૩૦૪ પર સં૦ ૧૮૭૬ ના જેઠ સુદિ ૫ ને ગુરુવારે સિરોહીના દરબાર શિવસિંહજીએ બ્રાહ્મણવાડાના મંદિરને અર્પણ કરેલી જાગીર સંબંધી તામ્રપત્ર છે.

(૭) લેખાંકઃ ૩૧૨ પર ઝાડોલીના સં૦ ૧૨૫૫ ના આસો સુદિ ૭ ને બુધવારના શિલાલેખમાં ધારાવર્ષની પટરાણી શૃંગારદેવી, જે નાડોલના કેલ્હણરાજની પુત્રી હતી, તે જ્યારે ઝાડોલીના મંદિરમાં વ્યવસ્થાપકોએ ભવ્ય ત્રિગડું બનાવ્યું ત્યારે દર્શનાર્થે આવી અને તે સમયે એ મંદિરમાં પૂજા વગેરે ખરચ માટે નાગડ સચિવની સમક્ષ અને દાણિક તેમજ સૂત્રધાર નીરડની સાક્ષીમાં તેણે એક વાડી ભેટ કરી.

(૮) લેખાંકઃ ૩૬૨ પરથી જણાય છે કે, રાજા અમરસિંહે મુહતા નારાયણ નામના જૈન મંત્રીને નાણા ગામ ભેટ આપેલું

તેમાંથી સં૦ ૧૬૫૯ ના ભાદરવા સુદિ ૭ ને શનિવારે મહાવીરદેવની સત્તરભેદી પૂજા, સારસંભાળ, કેસર, દીવેલ[1] માટે એક સાહશિવનો અરટ ભેટ કર્યો

(૯) લેખાંકઃ ૪૫૦ પરથી જણાય છે કે, સં૦ ૧૨૨૪નાં ભાદરવા વદિ ૪ ને શુક્રવારે કોજરાના શ્રીપાર્શ્વનાથના ચૈત્યમાં રાણા રાયસીની[2] ભાર્યા શૃંગારદેવીએ થાંભલો કરાવી આપ્યો

(૧૦) લેખાંકઃ ૪૯૦ પરથી જણાય છે કે, સં૦ ૧૩૯૧ ના અષાડ વદિ ૧૦ ને રવિવારે રાજશ્રી તેજપાલ અને મંત્રી કૂપાએ દીયાણાના શ્રીમહાવીરદેવના મંદિર માટે વાવડી ભેટ કરી.

## કેટલીક વિગતો

લેખોની રચના પર દૃષ્ટિપાત કરતાં જણાય છે કે, જેમ લેખ પ્રાચીન હશે તેમ ગદ્યમાં બહુ ટૂંકો અને મુદ્દાસરનો હશે. તેમાં કોણે કઈ સાલમાં મૂર્તિ ભરાવી એટલો જ માત્ર નિર્દેશ કરવામાં આવતો, પછી તો ધીમે ધીમે તેમાં પ્રતિષ્ઠાપક આચાર્ય અને તેમની ગુરુપરંપરા, ગચ્છ અને ગચ્છની શાખા, ઉપશાખા, મૂર્તિ ભરાવનાર શ્રેષ્ઠીની પેઢી દર પેઢીનાં નામો, સંતાનો વગેરેની હકીકતોનો ઉમેરો થવા માંડ્યો. આ ઉપરથી આપણને કેટલીક વંશપરંપરા, ગચ્છ, જ્ઞાતિ, રાજકીય પદવી અને ઓડકોનાં નામ જાણવા મળે છે. ગામના નિર્દેશથી તેની પ્રાચીનતા કેટલી તેનું જ્ઞાન થાય છે તેમજ કયા ગચ્છના સાધુઓ પ્રતિષ્ઠા કરાવે છે કે તે ન કરાવતા માત્ર પ્રતિષ્ઠાનો ઉપદેશ આપે છે વગેરેની માહિતી મળી રહે છે

એ સિવાય આ લેખો ઉપરથી જણાય છે કે, સ્ત્રીઓનાં નામો

---

૧. એ સમયે દીવા માટે ઘી કે કોપરેલના બદલે દીવેલ વપરાતું હશે.

૨. આ રાણા રાયસી એટલે રાજા ધારાવર્ષ અને તેની ભાર્યા તે ઉપર જણાવેલ કાંટાલીના શિલાલેખવાળી શૃંગારદેવી જ છે, કેમકે સં. ૧૨૨૪માં ત્યાં ધારાવર્ષનું જ રાજ હતું.

પરણ્યા પછી પતિના નામો ઉપરથી જ મોટે ભાગે પાડવામાં આવતાં. જેમકે, ધરણુ–ધારલદે, રત્ના–રત્નાદે, ભીમા–ભીમાદે, તેજપાલ-તેજલદે વગેરે.

આ પ્રદેશમાં પોરવાડોની વસ્તી વધારે છે. તેઓ મંદિરો કે મૂર્તિઓ પોતાનાં માતા–પિતા, પત્ની કે આત્મકલ્યાણ નિમિત્તે બનાવતા; જે પ્રથા આજે પણ ચાલુ જ છે અને પોતાના સમાજમાં દાનનો મુખ્ય પ્રકાર આ રીતનો જ વધુ પ્રતિષ્ઠા પામ્યો છે. આ કારણે જ પરધર્મી કે સ્વધર્મીઓની ગમે તેવી આફતો જૈન–મંદિરો ઉપર ગુજરી છતાં જૈનોએ તેની સામે બમણા વેગથી મંદિરોની રચના કર્યે જ રાખી. જેના પરિણામે આજે પણ તેની વિપુલતા નજરે પડે છે. હિંદભરમાં આજે શ્વેતાંબરોનાં લગભગ ૩૫૦૦૦ જેટલાં જૈન મંદિરો હોવાનું મનાય છે.

લેખાંકઃ ૧૨૩ પરથી જણાય છે કે, બારમી શતાબ્દિમાં થયેલા વાદી દેવસૂરિથી ભિન્ન પણ એ જ વડગચ્છના બીજા વાદી દેવસૂરિ સં. ૧૪૨૪ માં હતા.

લેખાંકઃ ૫૨ ઉપરથી જણાય છે કે, મહારાણા અખેરાજજીએ સં. ૧૬૮૬ ના આસો વદિ ૧૧ નો રાજાજ્ઞા ફરમાવતો એક લેખ, એક ખેતરના પથ્થર ઉપર કોરેલો છે, તેમાં અમાવાસ્યાની માફક જ અગિયારસે પણ પાખી પાળવાનો આદેશ કર્યો છે. આજે પણ અગિઆરસની પાખી પળાતી હોય તો એ પ્રદેશમાં તેની શરૂઆત સં. ૧૬૮૬ થી થઈ એમ બીજા પુરાવાના અભાવે મનાય.

લેખાંક ૩૮૧ માં—સં. ૧૬૦૨માં જીવા નામના શ્રેષ્ઠી અનશન કરી સ્વર્ગસ્થ થયા તેની નોંધ સં. ૧૬૦૩ માં જીવા શ્રેષ્ઠીના કલ્યાણ માટે પીંડવાડાના મંદિરમાં કરાવેલી દેરીમાં છે. પાછલા વખતમાં અનશન આદરવાનો આ દાખલો નોંધપાત્ર ગણાય.

### મંદિર બંધાવનાર

મોટે ભાગે આ લેખો જૈન શ્રેષ્ઠીઓએ મૂર્તિઓ ભરાવ્યા સંબંધી

છે અને મંદિરના ભાગો જેવા કે, દેવકુલિકા, સ્તંભ, મંડપ અને શિખર વગેરે કરાવ્યાના પણ છે, તેમાં કેટલાક લેખો સમગ્ર મંદિર બંધાવ્યાના અને કેટલાક મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યાના છે, જે ઉલ્લેખ્ય છે,

(૧) લેખાંક ૧૬૭ માં—સં. ૧૪૪૩ માં અમદાવાદનિવાસી શ્રેષ્ઠી રતનાએ ઉરાવલામાં મંદિર બંધાવ્યું.

(૨) લેખાંકઃ ૨૫૦ માં— સં. ૧૬૩૪માં સંઘવી મેહાજલ વગેરે શ્રીસંઘે મળીને સિરોહીમાં ચતુર્મુખપ્રાસાદ બંધાવ્યો.

(૩) લેખાંકઃ ૨૬૮ માં નોંધ છે કે, બાલદામાં શ્રેષ્ઠી બંભદેવે કરાવેલા મંદિરનો સં. ૧૪૮૫ મા વાચનાચાર્યે ગુણભદ્રે જીર્ણોદ્ધાર કરાવ્યો.

(૪) લેખાંકઃ ૨૭૮ માં—સં. ૧૪૭૫ માં ડીંડિલાગામના રહેવાસી પોરવાડ પાલ્હાએ વીરવાડામાં આદિનાથનું મંદિર બંધાવ્યું.

(૫) લેખાંકઃ ૨૮૧ માં— વીરપલ્લી (વીરવાડા)ના રહેવાસી શાહ સહદેવે મંદિર બંધાવેલું, તેમાંના મૂળનાયકની પ્રતિષ્ઠા કોટરાના મંદિરમાં સં. ૧૨૦૮ માં કરી [1]

(૬) લેખાંકઃ ૩૦૬ માં— શ્રેષ્ઠી પૂજાએ સં. ૧૪૮૯ માં ઉંદિગમાં પ્રાસાદ બંધાવ્યો.

(૭) લેખાંકઃ ૬૨૧ માં— સં. ૧૦૯૧ માં શ્રેષ્ઠી વામને કાસિંદ્રામાં એક મંદિર બંધાવ્યું.

આ સિવાય જીર્ણોદ્ધાર કરાવનારાના લેખો— લેખાંક ૧૭૭ (સં. ૧૮૫૧), લેખાંકઃ ૨૬૮ (સં. ૧૪૮૫), લેખાંકઃ ૨૮૭ (સં. ૧૪૧૦), લેખાંકઃ ૮૭૬ (સંવત ઘસાઈ ગયો છે), લેખાંક. ૪૪૬

---

૧. આ હકીકત સૂચવે છે કે, ડીંડિલાગામમાં સં. ૧૨૦૮ પહેલા બે ચાર શતાબ્દિ પૂર્વે શ્રેષ્ઠી સહદેવે મંદિર બંધાવ્યું હતું, તે તૂટી ગયું હોય કે બીજા કોઈ કારણે તેમાંના મૂળનાયકની પ્રતિમા અહીં પધરાવવામાં આવી હોય.

(સં. ૧૫૦૭) ના છે. આ જીર્ણોદ્ધારો ઉપર્યુક્ત સંવત કરતાં બસો-ચારસો કે તેથી વધુ વર્ષો પહેલાં આ મંદિરો બંધાયાં હતાં એની સૂચના કરે છે.

### ચૈત્યવાસીઓનું સૂચન કરતા લેખો

સં. ૭૪૪ ના એક લેખને બાદ કરતાં વિક્રમની અગિયારમી શતાબ્દિથી લઈ વીસમી શતાબ્દિ સુધીના લેખો આમાં સંગ્રહાયેલા છે. મથુરાના લેખો પછી ગુપ્તકાળના જૂજ લેખો[1] સિવાય ભારતના જાહોજલાલીવાળા એ મધ્યયુગમાં જૈનોની સ્થિતિના પુરાવાઓ મળતા નથી; એનું મૂળ કારણ ચૈત્યવાસીઓના અધિકાર અને બીજા આનુષંગિક ફેરફારોને આભારી છે, જે આગળ જણાવીશ. આથી એ ચૈત્યવાસી પરંપરાનું સૂચન જે લેખોમાંથી મળે છે, તે પ્રથમ જોઈ લઈએ.

લેખાંક : ૧૧૩—સં ૧૪૪૬માં શ્રીહેમતિલકસૂરિએ પૂર્વ ગુરુના શ્રેય અર્થે રંગમંડપ કરાવ્યો.

લેખાંક : ૧૧૬—આમાં સંવત્ આપ્યો નથી. તિલકસૂરિના પુણ્યાર્થે આદિનાથની દેવકુલિકા ભદ્રેશ્વરસૂરિએ કરાવી.

લેખાંક : ૧૧૯, ૧૨૦—સં. ૧૪૧૧ માં જીરાપલ્લીય રામચંદ્રસૂરિએ પોતાના કલ્યાણ માટે દેવકુલિકા કરાવી.

લેખાંક : ૨૪૬ થી ૨૪૮—સં. ૧૫૨૧ માં પૂર્ણિમાપક્ષના કાછોલી-વાલગચ્છીય વિજયપ્રભસૂરિએ ગુણસાગરસૂરિના પુણ્યાર્થે દેવકુલિકા કરાવી.

લેખાંક : ૨૪૯—આમાં સંવત્ ઘસાઈ ગયો છે. પૂર્ણિમા પક્ષના

---

૧ ઉદયગિરિ ( ઓરિસા) ની ગુફાનો ગુપ્ત સંવત્ ૧૦૬, મથુરામાંના સં. ૧૧૩, ૧૩૫, કહોમ ( જિલ્લા–ગોરખપુર) માંના ગુપ્ત સં. ૧૪૬ અને પહાડપુર (ઉત્તર બંગાળ) માં નો ગુપ્ત સં. ૧૫૯ ના જૈન મંદિરોના શિલાલેખો મળી આવે છે. આ શિલાલેખો—"કોર્પસ્ ઈન્સ્ક્રીપ્શન ઈંડિકેરમ્" અને "એપીગ્રાફિકા ઇંડિકા" ના વોલ્યુમોમાં પ્રગટ થયા છે.

કાછોલીવાલગચ્છીય ઉદયવર્ધને દેવકુલિકા કરાવી.

લેખાંક: ૨૭૮—સં. ૧૪૭૬ માં વીરપ્રભસૂરિએ મંડપ કરાવ્યો.

લેખાંક: ૩૩૭—સંવત્ નથી. નાણકગચ્છીય પાર્શ્વદેવે પોતાના શિષ્ય વીરચંદ્રની સાથે લવિકા કરાવી.

લેખાંક: ૪૩૨—સં. ૧૪૫૪ માં પિપ્પલગચ્છીય વાચક સોમપ્રભે સુમતિનાથ ભગવાનની પ્રતિમા ભરાવી અને તેની વીરપ્રભસૂરિએ પ્રતિષ્ઠા કરી.

લેખાંક: ૪૮૫—સંવત્ નથી. પ્રતિમાધરપ્રતિસ્થગચ્છના નન્નસૂરિના ભવનમા આદિદેવની મૂર્તિ સ્થાપી.

આ લેખોમાં ખાસ કરીને જીરાપલ્લીય, કાછોલીવાલ, નાણકીય, પિપ્પલ વગેરે ગચ્છના સાધુઓએ મંદિરોમાં જે કાંઈ કર્યું-કરાવ્યું છે તે ઉપરથી તેઓ ચૈત્યવાસી હોય એમ જણાય છે સુવિહિતોએ ભાગ્યે જ આ રીતે કંઈ કામ કરાવવામાં ભાગ લીધો હોય છે. એટલું જ નહિ કેટલાક ગચ્છવાળા તો પ્રતિષ્ઠા કરાવતા નહિ પણ તે માટે માત્ર ઉપદેશ આપતા. આ ઉપરથી અને બીજા કેટલાય લેખો જોતાં હું એવુ અનુમાન કરવા તરફ દોરાયો છું કે, જે જે ગચ્છો ગામના નામ ઉપરથી અસ્તિત્વમાં આવ્યા તે મોટે ભાગે ચૈત્યવાસી હોવા જોઈએ. જો કે ગુણદર્શક નામોવાળા જે ગચ્છો હતા તે સુવિહિત હતા, છતાં તેમા પણ કેટલાક ચૈત્યવાસી કે યતિઓ થયા હતા પણ એ તો એક ભેદરૂપે જ. ગામના નામ ઉપરથી નીકળેલા ગચ્છોમાં ને તે ગચ્છવાળાનાં મોટાં સ્થાનકો અને અનુયાયીઓ હોય છે. બીજા પ્રદેશ કરતાં મોટે ભાગે મારવાડ, મેવાડ તરફના પ્રદેશોમાં આવા ગચ્છો વિશેષ પ્રકારે અસ્તિત્વમા આવ્યા હોય એવી સંભાવના તે તે ગચ્છોનાં નામો ઉપરથી થાય છે. વળી ગામના નામ ઉપરથી ગચ્છોની સ્થાપના, એટ બીજા ગચ્છવાળાને તે તે ગામવાળાના નામે સંબોધતાં પ્રચલિત બની હશે તેથી તેની

વ્યવસ્થિત સ્થાપનાનો કાળ નક્કી કરી શકાય નહિ.

આ ચૈત્યવાસીઓનો હરિભદ્રસૂરિએ પ્રબળપણે વિરોધ કર્યો હતો. 'સંબોધપ્રકરણ' નામના તેમના ગ્રંથમાં ચૈત્યવાસીઓની સ્થિતિ સંબંધે તેમણે ઉગ્રપણે લખ્યું છે જે સૂચવે છે કે તે સમયે ચૈત્યવાસીઓ ખૂબ પ્રબળ હતા.

## ઈતિહાસનું અનુસંધાન

જૈનોએ મૂર્તિ કે મંદિર સ્થાપત્યમાં ક્યારથી પગરણ માંડયાં એનો નિશ્ચિત સમય જાણવો શકય નથી. પરંતુ ખારવેલના શિલાલેખથી જણાય છે કે, તેણે મગધ જીતી લીધું ત્યારે તે 'કલિંગ જિનમૂર્તિ' પાછી લઈ આવ્યો. એટલે નંદિવર્ધને કલિંગને જીત્યું ત્યારે જે મૂર્તિ ત્યાંથી લઈ ગયો હતો તે પાછી મેળવી. આ હકીકત ઈ. સ. પૂર્વે પાંચમી શતાબ્દમાં જૈન મૂર્તિઓના અસ્તિત્વનું અકાટ્ય પ્રમાણ આપે છે. એટલું જ નહિ જૈનધર્મ અને નંદવંશ, જૈનધર્મની પ્રાચીનતા અને જૈનોમાં મૂર્તિપૂજા ઉપર પ્રકાશ પાડે છે. તે પછી મથુરાના ઈસ્વીસનની શરૂઆતના શિલાલેખો તો જૈન શ્વેતાંબર સંપ્રદાય અને મૂર્તિપૂજા વગેરે ઉપરનાં મહત્ત્વનાં પ્રમાણો રજૂ કરે છે પરંતુ તે પછીથી લઈને ઠેઠ દશમી શતાબ્દિ સુધીમાં મંદિરોના કે બીજા શિલાલેખો બહુ જ ઓછા મળી આવે છે. તેનું કારણ શું હશે એ જૈન ઈતિહાસ માટે એક કોયડો જ છે. અહીં આપણે એ સંબંધે જ કંઈક વિચાર કરીએ.

'બૃહત્કલ્પસૂત્ર' માંથી ચાર પ્રકારના ચૈત્યોનું વર્ણન મળી આવે છે. સાધર્મિકચૈત્ય, મંગળચૈત્ય, શાશ્વતચૈત્ય અને ભક્તિચૈત્ય.[1] પ્રસ્તુત મંદિરો ભક્તિચૈત્યનો જ પ્રકાર હતો. ભક્તિ-

---

૧. साहम्मियाण अट्ठा, चउव्विहे लिंगिओ जह कुडुंबी ।
मंगल–सासय–भत्तीइ जं कयं तित्थआदेसो ॥ १७७४ ॥

ચૈત્યો પણ નિશ્રાકૃત એટલે ગચ્છ સંબંધી અને અનિશ્રાકૃત એટલે સર્વ જૈનસંઘને સાધારણ[1] એમ બે પ્રકારનાં રહેતાં. નિશ્રાકૃત ચૈત્યોને છોડી દેવાનું અને અનિશ્રાકૃત ચૈત્યો; જેમાંથી આપણને પ્રેરણા અને આદેશ મળતાં તેમાં જ જવાનું વિધાન એમાં કરેલું છે[2]

આ હકીકત મંદિર સ્થાપત્યના શિલાલેખીય પુરાવા ઉપર પથરાયેલા અંધકારનો કંઈક જવાબ આપે છે મને લાગે છે કે, ચૈત્યવાસીઓની પ્રબળતાને જે સામાયિક અનુકૂળતા મળી એ જ એને માટે જવાબદાર છે. જો એમ હોય તો એના અનુસંધાનની કંઈક ઝાંખી કરી શકાય.

આપણે પટ્ટાવલીઓની નોંધ ઉપરથી જાણીએ છીએ કે, ચૈત્યવાસની શરૂઆત વી. નિ. સં. ૮૮૨, (વિ. સં. ૪૧૨) થી થઈ, પરંતુ તેનાં મૂળ તો તે પહેલાં ક્યારનાં નંખાઈ ચૂક્યાં હતાં આ સમય નિર્દેશ તો કડક આચારપાલનની શક્યતા ઓછી જોઈને તેમણે સંયોગાનુકૂલ પ્રરૂપણા કરી તેનો હશે. દુષ્કાળ, રાજ્યક્રાંતિ અને પરધર્મી કે સહધર્મીઓના હુમલાના સમયે શ્વેતાંબર સાધુઓ અને જૈનોએ પોતાનું સ્વરૂપ સંકોચી લીધું હતું, અને જ્યાં ત્યાં પોતાના નાનકડા વર્ગમાં પોતાની પ્રવૃત્તિ ચાલુ રાખી હતી. તે સમયે લોકરુચિને અનુકૂળ તેમાંના કેટલાક સાધુઓએ આચારોને કંઈક ઢીલા કર્યા. ધીમે ધીમે તેઓએ દવા–દોરા, મંત્ર–તંત્ર, જ્યોતિષ–નિમિત્ત અને શિક્ષણની પ્રવૃત્તિ આદરી વિસ્તારી હતી. આ પ્રવૃત્તિનું મુખ્ય સ્થળ ચૈત્યોમાં રહેતું આથી જૈન મંદિરોના અધિકારો પણ તેમણે પોતાને હાથ કરી લેવા માંડયા.

---

૧. निश्राकृतं नाम–गच्छप्रतिबद्धम्, अनिश्राकृत–तद्विपरीत सघसाधारणमित्यर्थः ॥

૨. 'चयसु निस्स" त्ति यद् निश्राकृतं तत् 'त्यज' परिहर। अनिश्राकृतं तु वलते ॥१७१७॥

વળી, એ જ અરસામાં મગધ આદિ પ્રદેશોમાંથી જૈનોનું સ્થળાંતર પણ ચાલુ હતું. એનો પુરાવો 'પ્રભાવકચરિત' આદિ પ્રબંધોમાંથી મળે છે. મુનિ કલ્યાણવિજયજી 'પ્રભાવકચરિત' (ગુજરાતી) ની પ્રસ્તાવનામાં લખે છે કે, "મહાવીરના શાસનનો અભ્યુદય પૂર્વ દેશમાં થઈ તેનો પ્રકાશ અનુક્રમે ઉત્તરભારત, મધ્યભારત અને પશ્ચિમ ભારતમાં થઈને હૂણોના સમયમાં દક્ષિણ તરફ વળ્યો અને રાજપૂતાના તથા ગુજરાતમાં ફેલાણો, આવી જે ઈતિહાસ અન્વેષકોની માન્યતા છે તેને આ (પ્રભાવક ચરિતમાંના) પ્રબંધ નાયકોના પ્રાદેશિક કાર્યક્ષેત્ર વિષયક ક્રમથી ટેકો મળે છે. વિક્રમની પાંચમી સદીથી ગુજરાતમાં જૈનોનો ફેલાવો થવા માંડયો હતો. અને બારમી-તેરમી સદી સુધીમાં ગૂર્જર ભૂમિ જૈનધર્મનું મુખ્ય સ્થળ બન્યું હતું." ચૈત્યવાસીઓને આ સમયનો લાભ લેવાનું સરળ થયું. એક તો આવા સ્થળાંતરથી નવાં મંદિરો બહુ ઓછાં બનતાં અને જે બનેલાં હતાં તેના ઉપર પણ ચૈત્યવાસીઓ અધિકાર જમાવી બેઠા. જે પાછળથી નિશ્રાકૃત ચૈત્યો કહેવાયાં. ચૈત્યવાસીઓની પ્રબળતા એટલે સુધી વધી કે અમુક પ્રદેશોમાં તો સુવિહિત સાધુઓ પ્રવેશ પણ ન કરી શકે, એ આપણને સોલંકી દુર્લભરાજના સમયે પાટણમાં પ્રવેશેલા શ્રીજિનેશ્વરસૂરિના સમયમાં ચૈત્યવાસીઓની સત્તા કેવી હતી—તે પરથી જાણવા મળે છે. અહીં આપણે 'કુવલયમાળા'ની પ્રશસ્તિ અને 'પ્રભાવકચરિત' આદિ પ્રબંધ ગ્રંથોમાં ઉલ્લેખાયેલ આચાર્યોનાં ચરિતોમાંથી એવા અનેક ચૈત્યવાસી છતાં ધુરંધર વિદ્વાનોનાં ઉદાહરણો ટાંકી શકીએ. એક તરફ સુવિહિત સાધુઓ ચૈત્યવાસીઓના નિશ્રાકૃત ચૈત્યનો બહિષ્કાર કરતા અને જૈન સંઘનાં અનિશ્રાકૃત્ય ચૈત્યો, ઉપર કહ્યા મુજબની અંધાધુંધીવાળી સ્થિતિમાં બહુ ઓછાં રહ્યાં. એટલું જ નહિ સહધર્મીઓએ પણ ઘણાં જૈનમંદિરોને ઘટતો આકાર આપી વૈષ્ણવ, શૈવ કે બૌદ્ધ મંદિરો બનાવી બનાવી મૂક્યાં. આવી સ્થિતિમાં એ સમજવું જરાયે મુશ્કેલ

નથી કે, ચૈત્યવાસી યતિઓના એકાધિપત્યવાળાં ચૈત્યોમાથી શિલાલેખીય પ્રમાણો ભાગ્યે જ મળી આવે, અને સાહિત્યક પ્રવૃત્તિ પણ ઓછી રહે એમાં નવાઈ નથી.

અને અધૂરામાં પૂરું કેટલાક પ્રાથમિક વિદેશી સંશોધકોએ તો કેટલાંયે જૈન સ્મારકોને બૌદ્ધોનાં ઉલ્લેખી દીધાં છે જે સંબંધે વિન્સેન્ટ સ્મીથ લખે છે કે—

" In some cases, monuments which are really Jain, have been erroneously discribed as Buddhist "

અર્થાત્—ક્યાંય ક્યાય તો યથાર્થમાં જૈન સ્મારકો ભૂલથી બૌદ્ધોના હોવાનું વર્ણન કરાયું છે.

જનરલ કનિંધહામે સ્તૂપમાત્રને બૌદ્ધ ધર્મના માની મથુરા વગેરેના જૈન સ્તૂપો પણ બૌદ્ધ સ્તૂપો જણાવ્યા હતા, એ જ રીતે એલ્ફિન્સ્ટને પણ લખ્યું છે કે,

" They ( Jains ) have no veneration for relics and no monastic establishments".

અર્થાત્—જૈનો પોતાના આચાર્યોની 'ભસ્માવશેષની કોઈ પ્રકારની ભક્તિ કરતા નથી અને ન કોઈ તેમનો સાધુ-આશ્રમ પણ હોય છે.

પરંતુ ડૉ. ફ્લીટે એ વિધાનને નિર્મૂળ બતાવતાં કહ્યું કે—

" The prejudice that all stupas and stone railings, must necessarilly be Buddhist has probably privented the recognition of Jain structures as such, and up to the present only two undoubted Jain stupas have been recorded."

અર્થાત્—' સમસ્ત સ્તૂપ અને પાષાણના ગુફામંદિરો અવશ્ય બૌદ્ધોના જ હોવા જોઈએ, આ પક્ષપાતે જૈનોએ નિર્માણ કરેલા સ્તૂપો વગેરેને જૈનોના નામે પ્રસિદ્ધિ આપતા રોક્યા અને એટલા

માટે જ આજ સુધી નિઃશંકરૂપે કેવળ બે જ જૈન સ્તૂપોનો ઉલ્લેખ કરી શકાયો છે.

વળી, કાઠિયાવાડમાં ઢાંકનાં જૈન શિલ્પો ઈ. સ. ૩૦૦, ૪૦૦ ના સમયનાં મળી આવ્યાં છે. તે સંબંધે ડૉ. હસમુખ સાંકળિયા જણાવે છે કે, "એટલું નિર્વિવાદ છે કે ડૉ. બર્જેસે વર્ણવી હતી તેમ આ મૂર્તિઓ બૌદ્ધ નથી પણ જૈન છે અને તે ઈ. સ. ૩૦૦ની આસપાસ કાઠિયાવાડમાં જૈનધર્મનું અસ્તિત્વ સૂચવે છે."

મતલબ કે, ઉપર્યુક્ત હકીકતોના કારણે જૈનોનાં સ્મારકોનો ઈતિહાસ આજે પણ અંધકારમાં છે.

આજ કારણે જૈનોની આણંદજી કલ્યાણજીની પેઢી જેવી માતબર સંસ્થાઓ તરફથી એવા પુરાતાત્ત્વિક સ્થળો અને શિલાલેખોની શોધ માટે પ્રયત્ન થવો જોઈએ.

**અંતે**—ઐતિહાસિક ઘટનાઓનાં આવાં ખોખા તયાર થઈ રહ્યાં છે અને મૂર્તિની જે રીતે આપણે ઉપાસના કરી રહ્યા છીએ એ રીતે આવા પ્રયત્નની પૂજા-પ્રશંસા પણ થાય છે. છતાં એવા આચરણની ચેતનાનો પવન ન ફૂંકાય ત્યાં સુધી આપણને મળેલો આ અમૂલ્ય વારસો વેડફાઈ જાય. પૂર્વજોએ આપણને પોતાની વિદ્યા અને ધર્મની કારકીર્દિના દસ્તાવેજી અહેવાલો વારસામાં આપ્યા છે, આપણે તેનો સંઘરો કરી જાણ્યો પરંતુ એના વાસ્તવિક ઉપયોગથી દૂર રહ્યા તેથી જ આપણી આવી અમૂલ્ય સામગ્રી હોવા છતાં આપણે બધી રીતે પરાધીન અને પરાઙ્મુખ છીએ. વસ્તુતઃ એમના આદર્શને ખ્યાલમાં રાખી આપણે આજના સામાજિક અને રાષ્ટ્રીય પ્રવાહો જોઈને એવા સર્જક પ્રયત્નમાં લાગી જવું જોઈએ. આપણી પાસે સાધન-સામગ્રી પુષ્કળ છે પણ એને ઉપયોગમાં લેવાની જીવંત પ્રેરણાનો જ અભાવ છે. આપણી ચેતના ઉપર લાગેલો નિષ્ક્રિયતાનો શીયાડો ખંખેરી નાખવો જોઈએ.

આજે આપણે એવા કાળમાં આવીને ઊભા છીએ કે જો

આપણી શક્તિ અને સંપત્તિને એવા સર્જનાત્મક કાર્યમાં લગાડીશું તો આપણે એ ઉજ્જ્વળ આદર્શની સિદ્ધિ અવશ્ય મેળવી શકીશું. આ માર્ગે આપણી સાધના વળો એવી આશા રાખું છું.

અંબાલાલ પ્રેમચંદ શાહ

દહેગામ (એ. પી. રેલ્વે)
માર્ગશીર્ષ પૂર્ણિમા. ૨૦૦૫
૧૬-૧૨-'૪૮

# ગામ અને લેખોનો અનુક્રમ

# પરિશિષ્ટ પહેલું.

## લેખોની સાલવાર અનુક્રમણિકા

| સંવત્ | લેખાંક |
|---|---|
| ૭૪૪ | ૩૬૫ |
| ૧૦૧૭ | ૩૪૧ |
| ૧૦૧૮ | ૩૯૫ |
| ૧૦૨૪ | ૪૮૬ |
| ૧૦૭૪ | ૨૨૪ |
| ૧૦૮૮ | ૩૬૬ |
| ૧૦૯૧ | ૬૨૧ |
| ૧૦૯૨ | ૩૯૬ |
| ૧૧૦૧ | ૬૨૯ |
| ૧૧૦૨ | ૩૬૭ |
| ૧૧૦૯ | ૩૧૭ |
| ૧૧૧૬ | ૬૨ |
| ૧૧૧૮ | ૩, ૩૯૭ |
| ૧૧૨૯ | ૩૯૮ |
| ૧૧૩૦ | ૪૫૨, ૪૭૦, ૪૭૧, ૪૭૨, ૪૮૭. |
| ૧૧૩૨ | ૬૨૬ |
| ૧૧૩૩ | ૩૬૮ |
| ૧૧૩૮ | ૪, ૫, ૬, ૭, |
| ૧૧૩૯ | ૫૬ |
| ૧૧૪૦ | ૩૯૯ |
| ૧૧૪૧ | ૩૬૯, ૬૪૦ |
| ૧૧૪૫ | ૩૦૭ |
| ૧૧૪૬ | ૮ |
| ૧૧૪૮ | ૪૮૮ |
| ૧૧૫૧ | ૩૭૦ |
| ૧૧૫૮ | ૪૦૦ |
| ૧૧૬૦ | ૪૦૧ |
| ૧૧૬૧ | ૯ |
| ૧૧૬૨ | ૪૦૨ |
| ૧૧૬૮ | ૩૪૨, ૪૦૩ |
| ૧૧૭૧ | ૬૦૮ |
| ૧૧૭૨ | ૬૩૫ |
| ૧૧૮૦ | ૬૨૭ |
| ૧૧૮૨ | ૬૩૬ |
| ૧૧૯૧ | ૧૦ |
| ૧૧૯૪ | ૪૦૫, ૪૦૬ |
| ૧૧૯૮ | ૩૧૮ |
| ૧૨૦૦ | ૪૦૬, ૫૧૭ |
| ૧૨૦૧ | ૪૫૩ |
| ૧૨૦૨ | ૬૩ |
| ૧૨૦૩ | ૩૪૩, ૩૪૪, ૩૪૫ |
| ૧૨૦૪ | ૧૨ |
| ૧૨૦૬ | ૧૩ |
| ૧૨૦૮ | ૧૪, ૨૮૧, ૩૭૧. |
| ૧૨૧૦ | ૪૫૪ |

| સંવત | લેખાંક |
|---|---|
| ૧૨૧૨ | ૪૦૭ |
| ૧૨૧૩ | ૨૩૯, ૪૦૮ |
| ૧૨૧૪ | ૧૫, ૩૧૯ |
| ૧૨૧૬ | ૧૬, ૪૪, ૪૫, ૪૬, ૪૭, ૫૩ |
| ૧૨૧૭ | ૪૦૯ |
| ૧૨૧૯ | ૨૩૦ |
| ૧૨૨૨ | ૪૧૦ |
| ૧૨૨૩ | ૫૦૧ |
| ૧૨૨૪ | ૨૪૪, ૩૨૦, ૪૪૯, ૪૫૦ |
| ૧૨૨૫ | ૬૪ |
| ૧૨૨૬ | ૫૫૭ |
| ૧૨૨૯ | ૩૭૨, ૫૫૮ |
| ૧૨૩૪ | ૫૮, ૩૦૮, ૩૭૩, |
| ૧૨૩૩ | ૪૧૧ |
| | ૪૧૨, ૬૨૨ |
| ૧૨૩૬ | ૩૦૯, ૩૧૦, ૪૧૩, ૫૫૯ |
| ૧૨૪૦ | ૩૪૬, ૬૩૦, ૬૩૧ |
| ૧૨૪૨ | ૧૧૦, ૪૧૪, ૬૪૧, ૬૪૨ |
| ૧૨૪૩ | ૪૧૫ |
| ૧૨૪૪ | ૧૦૮, ૪૭૫ |
| ૧૨૪૫ | ૨૪૦ |
| ૧૨૪૬ | ૫૬૦ |

| સંવત | લેખાંક |
|---|---|
| ૧૨૫૧ | ૪૧૬ |
| ૧૨૫૩ | ૪૫૫ |
| ૧૨૫૫ | ૩૧૧ |
| ૧૨૫૬ | ૫૬૧ |
| ૧૨૫૮ | ૪૧૭ |
| ૧૨૫૯ | ૧૭, ૧૮, ૧૯, ૬૫, ૧૯૫ |
| ૧૨૬૧ | ૧૮૩ |
| ૧૨૬૫ | ૩૨૭, ૩૨૮, ૩૨૯, ૩૩૦, ૩૩૧, ૩૩૨, ૪૧૮ |
| ૧૨૬૭ | ૪૧૯ |
| ૧૨૬૮ | ૪૮૯ |
| ૧૨૬૯ | ૪૨૦, ૪૨૧ |
| ૧૨૭૪ | ૩૪૭ |
| ૧૨૭૫ | ૩૦ |
| ૧૨૭૬ | ૨૦, ૨૧, ૨૨, ૨૩ |
| ૧૨૮૦ | ૫૦૨ |
| ૧૨૮૭ | ૬૬ |
| ૧૨૮૯ | ૩૨૧ |
| ૧૨૯૦ | ૪૫૬, ૫૬૨ |
| ૧૨૯૨ | ૫૬૩ |
| ૧૨૯૩ | ૬૩૭, ૬૩૮ |
| ૧૨૯૫ | ૪૨૨ |
| ૧૨૯૬ | ૧૯૪ |

| સંવત | લેખાંક |
|---|---|
| ૧૨૯૭ | ૩૯૪, ૪૨૩ |
| ૧૨૯૮ | ૫૪, ૪૨૪ |
| ૧૨[--] | ૪૨૫ |
| ૧૩૦૭ | ૪૨૬ |
| ૧૩૦૮ | ૪૨૭ |
| ૧૩૧૦ | ૨૪, ૨૫, ૩૦ |
| ૧૩૧૧ | ૪૨૮ |
| ૧૩૧૪ | ૨૬, ૬૩૨ |
| ૧૩૨૭ | ૨૭, ૬૮ |
| ૧૩૨૯ | ૪૨૯ |
| ૧૩૩૦ | ૪૩૦ |
| ૧૩૩૧ | ૬૩૩ |
| ૧૩૩૫ | ૨૮, ૨૯ |
| ૧૩૩૮ | ૩૦, ૩૧, ૩૨, ૩૩ |
| ૧૩૪૦ | ૭૦ |
| ૧૩૪૧ | ૫૬૪ |
| ૧૩૪૩ | ૬૧૧ |
| ૧૩૪૪ | ૩૪ |
| ૧૩૪૫ | ૩૦, ૫૫ |
| ૧૩૪૬ | ૨૩૧, ૨૩૨ |
| ૧૩૪૮ | ૫૦૫ |
| ૧૩૪૯ | ૨૮૨, ૪૩૧ |
| ૧૩૫૧ | ૧૧૧, ૧૧૨ |
| ૧૩૫૪ | ૧૧૫ |
| ૧૩૫૯ | ૬૩૪ |

| સંવત | લેખાંક |
|---|---|
| ૧૩૬૨ | ૬૯ |
| ૧૩૬૬ | ૩૫ |
| ૧૩૬૭ | ૫૦૬ |
| ૧૩૭૧ | ૫૨૪ |
| ૧૩૭૩ | ૭૧ |
| ૧૩૮૫ | ૧૯૬ |
| ૧૩૮૬ | ૫૨૭ |
| ૧૩૮૮ | ૫૬૫ |
| ૧૩૯૦ | ૬૧ |
| ૧૩૯૧ | ૪૯૦ |
| ૧૩૯૪ | ૫૬૬ |
| ૧૩૯૫ | ૫૬૭ |
| ૧૩૯૬ | ૬૦૯ |
| ૧૪૦૧ | ૧૧૭ |
| ૧૪૦૪ | ૫૦૭ |
| ૧૪૦૫ | ૧૧૮, ૫૬૮ |
| ૧૪૧૦ | ૨૭૭, ૫૨૮ |
| ૧૪૧૧ | ૧૧૯, ૪૯૧, ૪૯૨ |
| ૧૪૧૨ | ૧૨૦ |
| ૧૪૨૨ | ૧૭૮ |
| ૧૪૨૪ | ૧૨૩ |
| ૧૪૨૬ | ૪૮, ૪૯, ૫૦, ૫૬૯ |
| ૧૪૨૯ | ૩૪૮ |
| ૧૪૩૦ | ૫૨૯ |
| ૧૪૩૪ | ૫૦૮, ૫૩૦ |

| સંવત | લેખાંક |
|---|---|
| ૧૪૪૨ | ૫૧ |
| ૧૪૪૫ | ૫૭૦ |
| ૧૪૪૬ | ૧૧૩ |
| ૧૪૫૪ | ૪૩૨ |
| ૧૪૬૨ | ૭૪, ૨૧૦ |
| ૧૪૬૫ | ૨૮૧, ૩૭૪ |
| ૧૪૬૯ | ૩૭૫ |
| ૧૪૭૪ | ૧૨૫ |
| ૧૪૭૫ | ૨૭૮, ૩૧૨ |
| ૧૪૭૬ | ૧૯૭, ૨૭૮ |
| ૧૪૭૭ | ૫૭૧ |
| ૧૪૮૦ | ૫૭૨ |
| ૧૪૮૧ | ૧૨૬, ૧૨૭, ૧૨૮ |
| ૧૪૮૨ | ૧૨૯, ૨૮૩ |
| ૧૪૮૩ | ૭૫, ૭૬, ૧૩૦, ૧૩૧, ૧૩૨, ૧૩૩, ૧૩૪, ૧૩૫, ૧૩૬, ૧૩૭, ૧૩૮, ૧૩૯, ૧૪૦, ૧૪૧, ૧૪૨, ૧૪૩, ૧૪૪, ૧૪૫, ૧૪૬, ૧૪૭, ૧૪૮, ૧૪૯, ૧૫૦, ૧૫૧, ૧૫૨, ૧૫૩, ૧૫૪, ૧૫૫, ૧૫૬, ૧૫૭, ૧૫૮, ૧૫૯, |

| સંવત | લેખાંક |
|---|---|
| ૧૪૮૫ | ૫૯, ૧૯૮, ૨૬૮ |
| ૧૪૮૭ | ૧૬૦, ૧૬૧, ૧૬૨, ૧૬૩ |
| ૧૪૮૮ | ૫૩૧ |
| ૧૪૮૯ | ૧૯૯, ૩૦૬, ૬૧૪ |
| ૧૪૯૦ | ૬૧૦ |
| ૧૪૯૧ | ૨૧૧, ૨૪૫, ૫૧૮, ૫૭૩ |
| ૧૪૯૨ | ૧૬૪, ૧૬૫, ૧૬૬, ૫૭૪ |
| ૧૪૯૩ | ૧૬૭. ૪૫૭, ૪૫૮, ૫૩૨, ૫૭૫ |
| ૧૪૯૫ | ૧૬૮, ૫૭૬ |
| ૧૪૯૭ | ૧૬૯, ૩૦૫, ૫૭૭ |
| ૧૪-૮ | ૭૭ |
| ૧૫૦૦ | ૬૧૫, ૬૧૬ |
| ૧૫૦૧ | ૨૦૦, ૫૩૩ |
| ૧૫૦૨ | ૫૭૮, ૬૧૭, ૬૧૮ |
| ૧૫૦૩ | ૭૮, ૧૮૪, ૫૩૪, ૫૩૫, ૫૭૯ |
| ૧૫૦૪ | ૭૯ |
| ૧૫૦૫ | ૮૦, ૨૭૧, ૩૪૯, ૩૫૦ |
| ૧૫૦૬ | ૮૧, ૩૫૧, ૩૫૨ |
| ૧૫૦૭ | ૮૨, ૪૪૬, ૫૨૫, ૫૩૬, ૫૮૦ |

| સંવત | લેખાંક |
|---|---|
| ૧૫૦૮ | ૮૨, ૧૭૦, ૫૩૭ |
| ૧૫૦૯ | ૧, ૮૩, ૨૮૪, ૪૭૬ |
| ૧૫૧૦ | ૨૯૩, ૫૮૧ |
| ૧૫૧૨ | ૩૫૩, ૫૮૨ |
| ૧૫૧૩ | ૩૫૪, ૫૮૩, ૫૮૪ |
| ૧૫૧૫ | ૧૭૧, ૩૫૫, ૫૮૫, ૬૪૩ |
| ૧૫૧૬ | ૬૦, ૨૧૭, ૫૮૬, ૫૮૭ |
| ૧૫૧૮ | ૧૮૬, ૫૮૮ |
| ૧૫૧૯ | ૧૮૭, ૨૮૫, ૨૮૬, ૨૮૭, ૨૮૮, ૨૮૯, ૨૯૦, ૨૯૧, ૨૯૨, ૫૩૮ |
| ૧૫૨૦ | ૫૩૯ |
| ૧૫૨૧ | ૮૪, ૨૪૬, ૨૭૬, ૨૭૯, ૨૯૪, ૨૯૫, ૪૫૯, ૪૬૦, ૫૦૯, ૫૨૬, ૫૪૦ |
| ૧૫૨૩ | ૮૫, ૪૮૫, ૫૧૯, ૫૪૧, ૫૮૯, ૬૧૨ |
| ૧૫૨૪ | ૪૭૭, ૬૧૯ |
| ૧૫૨૫ | ૮૬, ૧૭૯, ૬૨૪ |
| ૧૫૨૬ | ૩૬ |

| સંવત | લેખાંક |
|---|---|
| ૧૫૨૭ | ૨૪૭, ૨૪૮, ૩૩૮, ૫૪૨, ૫૯૦ |
| ૧૫૨૮ | ૨, ૮૭, ૧૮૮, ૪૬૧, ૫૧૦ |
| ૧૫૨૯ | ૪૬૨, ૪૬૩, ૪૯૩ |
| ૧૫૩૦ | ૩૫૬, ૫૯૧, ૬૧૩ |
| ૧૫૩૧ | ૩૨૪ |
| ૧૫૩૨ | ૨૦૧, ૨૨૫, ૫૪૩, ૫૪૪, ૫૪૫, ૫૯૨ |
| ૧૫૩૩ | ૮૮, ૧૭૨, ૫૪૬, ૫૪૭ |
| ૧૫૩૪ | ૧૭૩, ૧૭૪, ૧૭૫, ૩૫૭, ૫૪૮ |
| ૧૫૩૫ | ૮૯, ૯૦, ૫૪૯, ૫૫૦ |
| ૧૫૩૬ | ૨૦૨, ૨૨૬, ૫૯૩ |
| ૧૫૩૭ | ૨૨૭ |
| ૧૫૩૮ | ૩૭૭ |
| ૧૫૪૦ | ૨૦૩ |
| ૧૫૪૪ | ૧૮૦ |
| ૧૫૪૫ | ૨૦૪, ૨૧૨, ૨૧૩, ૨૧૪, ૩૩૩, ૪૬૪, ૬૪૪ |
| ૧૫૫૦ | ૨૩૩, ૩૭૮ |
| ૧૫૫૨ | ૨૨૮, ૨૩૪, ૨૩૫, ૫૧૧, ૫૫૧ |

| સંવત | લેખાંક |
| --- | --- |
| ૧૫૫૩ | ૨૯૬, ૫૫૨ |
| ૧૫૫૪ | ૫૦૬ |
| ૧૫૫૫ | ૫૨૨ |
| ૧૫૫૬ | ૨૩૬, ૨૩૭ |
| ૧૫૫૭ | ૧૯૦ |
| ૧૫૫૯ | ૨૧૫, ૫૫૩ |
| ૧૬૬૦ | ૪૪૨, ૪૪૩, ૪૪૪ |
| ૧૫૬૩ | ૧૮૧, ૨૦૫ |
| ૧૫૬૫ | ૫૯૪ |
| ૧૫૬૬ | ૫૨૦ |
| ૧૫૭૧ | ૧૯૧ |
| ૧૫૭૨ | ૩૫૮ |
| ૧૫૭૫ | ૫૯૫ |
| ૧૫૭૬ | ૨૨૨, ૫૯૬ |
| ૧૫૭૮ | ૨૬૯ |
| ૧૫૭૯ | ૧૮૨ |
| ૧૫૯૦ | ૫૦૩ |
| ૧૫૯૫ | ૪૬૫, ૫૫૪, ૫૯૭ |
| ૧૫(–) ૬ | ૪૭૮ |
| ૧૫૯૮ | ૩૨૨ |
| ૧૫૯૯ | ૬૨૩ |
| ૧૫ (–) | ૨૦૬, ૨૭૨ |
| ૧૬૦૩ | ૩૭૯, ૩૮૦, ૩૮૧, ૩૮૨ |
| ૧૬૦૪ | ૪૭૯ |
| ૧૬૦૬ | ૫૨૩ |

| સંવત | લેખાંક |
| --- | --- |
| ૧૬૧૨ | ૩૮૩, ૩૮૪ |
| ૧૬૧૫ | ૫૧૨ |
| ૧૬૧૭ | ૨૨૩, ૫૯૮ |
| ૧૬૨૦ | ૪૮૦ |
| ૧૬૨૨ | ૩૫૯ |
| ૧૬૨૩ | ૩૬૦ |
| ૧૬૨૪ | ૯૧ |
| ૧૬૨૫ | ૨૧૬ |
| ૧૬૩૦ | ૨૨૧, ૩૬૧ |
| ૧૬૩૨ | ૨૪૧, ૩૧૩ |
| ૧૬૩૪ | ૨૫૦ |
| ૧૬૪૩ | ૩૧૪ |
| ૧૬૪૪ | ૧૯૨, ૪૮૧ |
| ૧૬૫૧ | ૨૫૩ |
| ૧૬૫૩ | ૩૮૫ |
| ૧૬૫૫ | ૯૨ |
| ૧૬૫૭ | ૨૧૮, ૨૨૦ |
| ૧૬૫૮ | ૪૯૪ |
| ૧૬૫૯ | ૨૫૧, ૩૬૨ |
| ૧૬૬૦ | ૨૫૨ |
| ૧૬૬૨ | ૫૯૯ |
| ૧૬૬૩ | ૨૯૭ |
| ૧૬૭૧ | ૨૫૪ |
| ૧૬૭૨ | ૩૧૫ |
| ૧૬૭૩ | ૫૭ |
| ૧૬૭૪ | ૯૩, ૯૪ |

| સવત્ | લેખાંક |
|---|---|
| ૧૬૭૫ | ૩૭, ૩૮, ૩૯, ૪૦, ૪૪૭ |
| ૧૬૭૬ | ૫૧૩, ૫૧૪ |
| ૧૬૭૮ | ૨૫૮ |
| ૧૬૮૩ | ૨૪૨, ૨૫૫ |
| ૧૬૮૬ | ૫૨ |
| ૧૬૯૧ | ૯૫, ૬૩૯ |
| ૧૬૯૭ | ૨૭૦ |
| ૧૬૯૯ | ૬૨૦ |
| ૧૭૦૬ | ૨૫૬ |
| ૧૭૧૩ | ૬૪૫ |
| ૧૭૧૯ | ૨૯૮ |
| ૧૭૨૧ | ૧૦૯, ૨૪૩, ૨૫૭, ૫૦૪, ૬૦૦ |
| ૧૭૨૫ | ૩૧૯ |
| ૧૭૩૦ | ૪૯૫ |
| ૧૭૩૨ | ૪૯૬ |
| ૧૭૩૩ | ૫૧૫ |
| ૧૭૪૨ | ૨૯૯ |
| ૧૭૪૫ | ૧૮૯, ૩૩૪ |
| ૧૭૬૧ | ૯૬, ૯૭, ૯૮, ૧૯૩ |
| ૧૭૬૩ | ૩૪૦ |
| ૧૭૬૮ | ૫૫૫ |
| ૧૭૭૧ | ૧૦૦, ૧૦૧ |

| સંવત્ | લેખાંક |
|---|---|
| ૧૭૭૪ | ૧૮૫ |
| ૧૭૭ (–) | ૩૩૫ |
| ૧૭૮૨ | ૧૦૨ |
| ૧૭૮૭ | ૧૦૩, ૧૦૪, ૪૯૭ |
| ૧૭૯૫ | ૨૫૯ |
| ૧૮૦૯ | ૪૯૮ |
| ૧૮૫૧ | ૧૭૬, ૧૭૭, ૨૬૦, ૨૬૧, ૨૬૨, ૨૬૩, ૨૬૪ |
| ૧૮૫૪ | ૨૦૭ |
| ૧૮૫૭ | ૨૬૫ |
| ૧૮૬૪ | ૫૧૬ |
| ૧૮૬૮ | ૬૨૮ |
| ૧૮૬૯ | ૩૦૦, ૩૦૧, ૪૭૪ |
| ૧૮૭૧ | ૩૮૬ |
| ૧૮૭૬ | ૧૦૫, ૩૦૪ |
| ૧૮૯૩ | ૨૬૬ |
| ૧૯૦૩ | ૬૦૧ |
| ૧૯૦૪ | ૨૭૪ |
| ૧૯૦૯ | ૬૦૨ |
| ૧૯૩૫ | ૨૭૫ |
| ૧૯૪૨ | ૨૭૦ |
| ૧૯૫૭ | ૧૦૬ |
| ૧૯૫૯ | ૨૩૮ |
| ૧૯૭૭ | ૪૮૨, ૪૮૩ |

( આ લેખોમાં જે લેખો સંવત વિનાના કે જેનો સંવત ઘસાઈ ગયો છે, તેમજ બીજો અંક કે છેલ્લા અંકોવાળા સંવત છે તેની નોંધ )

૧૧, ૪૧, ૪૩, ૬૭, ૭૨, ૭૩, ૯૯, ૧૦૭, ૧૧૪, ૧૧૬, ૧૨૧, ૧૨૨, ૧૨૪, ૨૦૮, ૨૦૯, ૨૧૯, ૨૨૯, ૨૪૯, ૨૬૭, ૨૮૦, ૩૨૦, ૩૦૩, ૩૧૬, ૩૨૩, ૩૨૫, ૩૨૬, ૩૩૬, ૩૩૭, ૩૬૩, ૩૬૪, ૩૭૬, ૩૮૭, ૩૮૮, ૩૮૯, ૩૯૦, ૩૯૧, ૩૯૨, ૩૯૩, ૪૩૩, ૪૩૪, ૪૩૫, ૪૩૬, ૪૩૭, ૪૩૮, ૪૩૯, ૪૪૦, ૪૪૧, ૪૪૫, ૪૪૮, ૪૫૧, ૪૬૬, ૪૬૭, ૪૬૮, ૪૬૯, ૪૮૪, ૪૯૯, ૫૦૦, ૫૨૧, ૫૫૬, ૬૦૩, ૬૦૪, ૬૦૫, ૬૦૬, ૬૦૭, ૬૨૫

# પરિશિષ્ટ બીજું

## જૈનાચાર્યોની લેખવાર અનુક્રમણિકા

નામ — લેખાંક

નામ — લેખાંક

| નામ | લેખાંક |
|---|---|

# પરિશિષ્ટ ત્રીજું

## ગચ્છોની અનુક્રમણિકા

# પરિશિષ્ટ ચોથું

## ગચ્છાન્તર્ગત શાખાઓની અનુક્રમણિકા

# પરિશિષ્ટ પાંચમું

## જ્ઞાતિ, વંશ, કુલની અનુક્રમણિકા

# પરિશિષ્ટ છઠ્ઠું

## ગોત્ર, શાખા, અન્વયની અનુક્રમણિકા

# પરિશિષ્ટ સાતમું

## રાજાઓની અનુક્રમણિકા

# પરિશિષ્ટ આઠમું

## ગામ, નગર, પર્વતની અનુક્રમણિકા

# પરિશિષ્ટ નવમું

## પરચૂરણ વિશિષ્ટ નામોની અનુક્રમણિકા

# હાર્દિક અંજલિ

[ ડો. ક્રાઉઝે અને મીસ. જોહન્સન નામની બે વિદેશી મહિલાઓએ પૂ. મુનિરાજ શ્રીજયંતવિજયજી પાસે અધ્યયન કર્યું હતું. તેમણે મહારાજશ્રીના સ્વર્ગવાસ પ્રસંગે પોતાની હાર્દિક અંજલિઓ આપી છે તે અહીં મૂકવામાં આવી છે.]

Bharatiya Sahitya Visharada
Charlotte Krause,
Dr. Phil (Lips.), H. M B. S. (Lah.)

નવાબ હાઉસ, કંકુ કોઠી
લશ્કર: તા. ૨૬-૧૨-૪૯

પૂજ્યપાદ મુનિરાજ શ્રીવિશાલવિજયજી અને મુનિરાજ શ્રીજયાનંદવિજયજી મહારાજ

સાદર વંદના. હું હમણાં જ ૧૧/૨ મહિનાના સરકારી નિરીક્ષણ પ્રવાસથી પાછી આવી છું. શિવપુરીમાં શ્રીગુરુદેવના દર્શનાર્થે થોડા કલાકોને માટે ઉતરતાં જ મને પૂજ્યપાદ શાંતમૂર્તિ શ્રીજયંતવિજયજી મહારાજના સ્વર્ગવાસના સચાચાર મળ્યા. એ પણ પ્રતીત થયું કે આપે મને તાર દ્વારા તેની ખબર આપી છે. તે તાર પ્રવાસના મુકામથી મુકામ મારી પાછળ ફરતો ફરતો મને હજુ પ્રાપ્ત નથી થયો. એટલે હું સમય પર લખી શકી નહીં, માટે ક્ષમા કરશોજી.

આ ખબરથી મને જે દુ:ખ થયું તેનું વર્ણન હું કરી શકતી નથી. પૂજ્યપાદ શાંતમૂર્તિ શ્રીજયંતવિજયજી મહારાજ પ્રાચીન શ્રમણ સંસ્કૃતિના ખરા પ્રતિનિધિ અને મહાવીરદેવના ખરા પુત્ર હતા. એમનો ગંભીર વૈરાગ્ય, એમની ક્ષમાભાવના અને એમની શાંતતા એક ખરા સંત પુરુષને શોભે તેવી હતી. એમનું પવિત્ર-

સાધુચરિત જૈનો અને જૈનેતરોમાં ભક્તિ અને આદરભાવ ઉત્પન્ન કરતું હતું તેઓ જૈનાગમો તથા ઔપદેશિક સાહિત્યના એક પારંગત વિદ્વાન હતા. ઇતિહાસ અને પુરાતત્ત્વ વિદ્યાના ઉત્તમ પંડિત હતા અને જૈન તત્ત્વજ્ઞાનની વિવિધ શાખાઓનું પણ એમનું જ્ઞાન એવું ઉત્કૃષ્ટ હતું કે તે સબંધીનો કોઈ પણ જાતનો ખુલાસો એમના મુખકમલથી અવશ્ય પ્રાપ્ત કરી શકાતો હતો કે જેથી તેઓ ઘણા ખરા વિદ્વાનોના ગુરુ અને સલાહકાર બન્યા; તેમ હોવા છતાં પણ એમની નમ્રતા અપાર હતી ગર્વનો લેશ પણ ન હતો. બાલબુદ્ધિવાળો કોઈ પ્રતિવાદી અયથાર્થ વાદવિવાદ કરતો હોય તો પણ એમનો વિનય, એમની શાંતિ અને એમની તટસ્થતામાં ભંગ થતો નહોતો.

રાગદ્વેષરૂપી તોફાનથી તરંગિત આ સંસારરૂપી ભયાનક સમુદ્રમાં તેમના ચરણકમળનું સ્થાન મારી દિષ્ટમાં એક સુંદર શાંત દ્વીપ સમાન હતું, અને મેં ત્યાં આશ્રય લેવા કેટલીયે વાર આવવા ચાહતી હતી પરંતુ આ ઇચ્છા કલ્પનારૂપી જ રહી, તે હું મારું કમભાગ્ય સમજું છું. હવે આ પવિત્ર જીવે કોણ જાણે કેવી શુભ ગતિને પ્રાપ્ત કર્યો હશે અને કયા પુનર્મિલાપનું સૌભાગ્ય પ્રાપ્ત થશે.

એમની વિદ્વત્તા એમના સરસ અને ઉપયોગી ગ્રંથોમાં સજીવ રહેશે, એમના ઉત્કૃષ્ટ ચરિત્ર અને અનન્ય ગુણોનું સ્મરણ અમારા બધાઓમાં સજીવ રહેશે અને એમના જીવનના આદર્શરૂપી સદુપદેશ એમના શિલ્પરત્નોમાં સજીવ રહેશે—આ મારો વિશ્વાસ છે.

જૈન ઇતિહાસમાં પ્રસિદ્ધ પ્રાચીન વલભીપુર ભાગ્યશાળી છે કારણ કે ત્યાં જ આ સંતપુરુષનો જન્મ થયો અને ત્યાં જ તેમનું અંતિમ દર્શન પણ થયું. છતાં ત્યાંના શ્રીસંઘને આ મહામુનિની ખોટથી અનન્ય દુઃખ થયું હોય તે સ્વાભાવિક છે. શાસનદેવ શ્રીસંઘના દુઃખનું શમન કરો.

લિ. સેવિકા

સુભદ્રા ઉર્ફે ડો. શા. કાઉઝે.

[ પત્ર ઝાંખી ]

I first met Santamurti Sri Jayantavijayaji in 1922 in the group of Sri Vijaya Dharma Suriji's disciples. In 1927 Sri Vijaya Indra Suriji told me that Jayantavijayaji knew more about the Trisastisalakapurusacaritra than any one else; and for twenty years Muniji gave me the benefit of his learning and generous assistance. Much of this time was by the laborious method of rrespondence and I am indebted also to translators, especially H. M. Shah, B. A. of Ahmedabad. I can not speak too highly of the scholarly pains Muniji took to consider and investigate doubtful points, and to make them clear.

His scholarship is highly esteemed for his edition of the Uttaradhyayana and for his series of studies of the Jain Tirthas, which is a valuable contribution to Indian archaeology. It would be a fine thing if these could be translated into English, as few archaelogists know Gujarati.

Muni Jayantavijayaji always laid great stress on ahinsa and, in many conversations with me, urged me to visit panjarapoles, and to do anything I could to alleviate the sufferings of animals. It seem that the Jain activities in bahalf of animals are not so strong now as they were formerly. But I fear a foreigner can do little. Indians themselves, Hindus as well as Jains, will have to take an active interest, if the appealling cruelty to animals by municipal authorities themselves is to checked.

**Helen M. Johnson**

શ્રીવિજયધર્મસૂરિજીના શિષ્યમંડળના સમુદાયમાં શાંતમૂર્તિ મુનિમહારાજ શ્રીજયન્તવિજયજીને હું પ્રથમ ૧૯૨૨માં મળી. ૧૯૨૭માં મુનિ શ્રીવિજયેન્દ્રસૂરિજીએ મને કહ્યું કે ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્રનું મુનિશ્રી જયન્તવિજયજીનું જ્ઞાન બીજા કોઈ પણ મુનિ કરતાં ઘણું વધારે છે અને છેલ્લા વીસ વર્ષ સુધી મુનિજીએ મને તેમના જ્ઞાનનો અને ઉદાર સહાયનો લાભ આપ્યો છે. આમાંનું ઘણું કામ તો શ્રમકારક પત્રવ્યવહારના સાધનદ્વારા થયું અને આ અંગે તેમના ભાષાંતરકારોની સવિશેષ અમનગાદના બી એચ. એમ. શાહ બી. એ ની હું ઋણી છું. મહારાજશ્રીએ સંદિગ્ધ અને ચર્ચાસ્પદ મુદ્દાઓની ઝીણવટભરી આલોચના કરવાને તેમજ એ મુદ્દાઓનું સ્પષ્ટીકરણ કરવાને જે વિદ્વત્તાભર્યો ભારે પરિશ્રમ લીધો છે તેના જેટલાં વખાણ કરું તેટલાં ઓછાં છે.

ઉત્તરાધ્યયનસૂત્રની આવૃત્તિમાં અને ભારતીય પુરાતત્ત્વ વિદ્યામાં મહામૂલ્ય ફાળા સમાન જૈન તીર્થોની ગ્રંથમાળામાં એમણે જે ઉચ્ચકક્ષાની વિદ્વત્તા દર્શાવી છે તે ખરેખર પ્રશસ્ય છે. પશ્ચિમના પુરાતત્ત્વજ્ઞો ભાગ્યે જ ગુજરાતી જાણતા હશે તેથી જો તેમના આ ગ્રંથોની અંગ્રેજી આવૃત્તિ બહાર પાડવામાં આવે તો એ ખૂબ સરસ કાર્ય થયું ગણાશે.

મુનિ શ્રીજયન્તવિજયજી અહિંસા ઉપર હમેશાં ભાર મૂકતા હતા અને મારી સાથેની વાતચીતમાં ઘણીયે વાર મને પાંજરાપોળો જોવા જવાનો અને મૂંગાં પ્રાણિઓના ઉદ્ધારને માટે જે કંઇ શક્ય હોય તે કરવાને મને આગ્રહ કરતા હતા. મને લાગે છે કે જૈનો પ્રાણિઓ પ્રત્યે પહેલાં જેવી પ્રબળ લાગણી ધરાવતા તેવી આજે ધરાવતા નથી પરંતુ મને ભય છે કે કોઈ પરદેશી તો આ પરત્વે ભાગ્યે જ કંઈ કરી શકે. આ વિષયમાં ખૂદ મ્યુનિસિપાલિટીના સત્તાવાળાઓ તરફથી થતી પ્રાણીઓ પ્રત્યેની બાતકી નિર્દયતા અટકાવવા માટે—હિંદુઓ તેમજ જૈનોએ વધારે સક્રિય રસ લેવો પડશે.

હેલન. એમ. જોહ્ન્સન

## પુરાતત્ત્વવિદ્ મહામહોપાધ્યાય

## પં. ગૌરીશંકર હીરાચંદ ઓઝાજીનો અભિપ્રાય

આપે કૃપા કરીને "આબુ" નામક પુસ્તકનો પ્રથમ ભાગ પ્રદાન કર્યો તેને માટે અનેક ધન્યવાદ.

આપનો ગ્રંથ જૈન સમુદાયને માટે જ નહીં પરંતુ ઈતિહાસપ્રેમીઓ માટે ખૂબ મહત્ત્વનો છે. આપે આ પુસ્તક પ્રકાશિત કરીને આબુનો ઈતિહાસ અને ત્યાંના સુપ્રસિદ્ધ સ્થાનોને જાણવાની ઈચ્છાવાળાઓને માટે બહુ મોટી સામગ્રી ઉપસ્થિત કરી છે. વિમલવસહી, ત્યાંની હસ્તિશાળા, મહાવીરસ્વામીનું મંદિર, લૂણવસહી, ભીમાશાહનું મંદિર, ચૌમુખજીનું મંદિર, ઓરિયા અને અચલગઢનાં જૈન મંદિરોનું જે વિવેચન આપ્યું છે તે મહાન્ શ્રમ અને પ્રકાંડ પાંડિત્યનું સૂચક છે. આપે કેવળ જૈન સ્થાનોનો જ નહીં, પરંતુ હિંદુઓનાં અનેક તીર્થો તથા આબુનાં અનેક દર્શનીય સ્થાનોની પણ વિગત આપી છે.

આપનો યત્ન પ્રશંસનીય છે. આ પુસ્તકમાં આપે જે અનેક ચિત્રો આપ્યાં છે તે સોનામાં સુગંધીનું કામ સારે છે. ઘેર બેઠે જ આબુની સવિસ્તર માહિતી મેળવનારાઓ ઉપર પણ આપે મોટો ઉપકાર કર્યો છે. આબુના વિષયમાં આવું બહુમૂલ્ય બીજું એકે પુસ્તક નથી. અર્બુદ ગ્રંથમાળાનો આ પહેલો ગ્રંથ હિંદી સાહિત્યમાં ઈતિહાસની અપૂર્વ વૃદ્ધિ કરનારો છે. મને પણ મારા "સિરોહી રાજ્યકા ઈતિહાસ" નું બીજું સંસ્કરણ પ્રકાશિત કરવામાં આનાથી અમૂલ્ય સહાયતા મળશે.

## અર્બુદ પ્રાચીન જૈન લેખસંદોહ

### પુરાતત્ત્વવિદ્ મહામહોપાધ્યાય
### પં. ગૌરીશંકર હીરાચંદ ઓઝાજીનો અભિપ્રાય

હું જેની પ્રતીક્ષા કરી રહ્યો હતો, તે શિલાલેખોનાં ચાર ફોર્મ આપે કૃપા કરીને મને મોકલ્યાં તેને માટે હું આપનો બહુ અનુગૃહીત છું ગઇ કાલે હું આદ્યોપાંત વાંચી ગયો અને મને તેનાથી જે અસીમ આનંદ થયો તે શબ્દોમાં પ્રગટ કરી શકાતો નથી બાકીનાં ફોર્મ મગાવીને મને મોકલવાની કૃપા કરશો, જેથી મારી તૃષા છીપે. આ ૬૪ પૃષ્ઠોને જોતાં જ મને નિશ્ચય થયો કે આપનો આ સંગ્રહ રત્નોના ભંડાર સમો છે, અને જે લોકોને ઇતિહાસ તેમજ પુરાતત્ત્વથી પ્રેમ છે તેને માટે આ સંગ્રહ અતૂટ સંપત્તિ સમાન બનશે.

આ સંગ્રહ કેવળ જૈનોને જ ઉપયોગી છે એમ નથી પરંતુ સમસ્ત ઈતિહાસવેત્તાઓને માટે પણ ખૂબ ઉપયોગી છે. ગૂર્જરેશ્વર પુરોહિત સોમેશ્વર રચિત 'કીર્તિકૌમુદી'થી "યશોવીર બહુ મોટો વિદ્વાન હતો" એટલું જ જાણ્યું હતું. પરંતુ આપે મોકલેલા ફોર્મના લેખ નં. ૧૫૦-૧૫૧થી તેની વિશેષ માહિતી પ્રાપ્ત થઇ, જેથી મારા આનંદની સીમા ન રહી આપના અગાધ શ્રમની ક્યાં સુધી પ્રશંસા કરાય

આપનો શ્રમ ખૂબ પ્રશંસનીય છે અને આપ જેવા મહાપુરુષો જ એક જ સ્થળમાં રહીને આવું અનુપમ કામ કરી શકો. જે વિદ્વાનો આ પ્રકારનો ઘોરાઘણો શ્રમ લે છે, તેઓ જ આપના આ મહાન્ શ્રમનું મૂલ્ય આંકી શકે. શોધક વર્ગને માટે તો આ સંગ્રહ ખૂબ જ મહત્ત્વનો છે

॥ ॐ ॥

जगत्पूज्य-शास्त्रविशारद-जैनाचार्य-श्रीमद्विजयधर्मसूरि-गुरुभ्यो नमः।

# अर्बुदाचलप्रदक्षिणा-

## जैनलेखसंदोहः

### १-खराडीग्रामस्थलेखौ।

[ १ ]

सं० १५०९ वै० व० ११ शुक्रे श्रीकोरंटगच्छे श्रीनन्नाचार्यसंताने। उवएसवंशे। शंखवालेचागोत्रे। श्रे० लषमसी भा० सांसल पु० रामा भा० रमादे पु० तेजानाम्ना स्वमातापित्रोः श्रीवासुपूज्यबिं० का० प्र० श्रीसावदेवसूरिभिः॥

---

१ મૂલનાયક શ્રીઆદીશ્વર ભગવાનના મંદિરમાં ધાતુની પંચતીર્થી ઉપરનો લેખ.

[ २ ]

ॐ॥ सं० १५२८ वर्षे माघसुदि १३ गुरौ श्रीउदयसागर-सूरि(रे)रुपदेशेन श्रीश्रीमालज्ञातीय श्रे० मेघा भा० माणिकदे सुत श्रे० नांईयाकेन भा० वाल्ही सु० गहिगा राघव ठाईया तथा द्वि० भा० नामलदेप्रमुखकुटं(टु)बयुतेन श्रीसंभवनाथ-चतुर्विंशतिपट्टः कारितः प्र० श्रीवृद्धतपागच्छे श्रीज्ञानसागर-सूरिभिः ॥

## २–आरासणा( कुंभारिया )ग्रामस्थलेखाः ।

[ ३ ]

ॐ॥ संवत् १११८ फाल्गुनसुदि ९ सोमे। आरा-सणाभिधाने स्थाने तीर्थाधिपस्य प्रतिमा कारिता........

[ ४ ]

ॐ॥ संवत् ११३८ धांग (?) वल्लभदेवीसुतेन वीरक श्रावकेन श्रेयांसजिनप्रतिमा कारिता ॥

[ ५ ]

ॐ॥ संवत् ११३८ सोमदेवसहोदरेण सुंदरीसुतेन शीतलजिनप्रतिमा कारिता॥

---

२ એ જ મંદિરની ધાતુની ચોવીશી ઉપરનો લેખ.

३ શ્રીમહાવીરસ્વામીના મંદિરમાં મૂલનાયકની મૂર્તિની ગાદી નીચેનો લેખ. ( प्राचीनजैनलेखसंग्रह ભા. ૨ ના લેખાંક ૨૯૪ પરથી ઊતાર્યો )

४ શ્રીશાંતિનાથ જીના મંદિરમાંની મૂર્તિ ઉપરનો લેખ.

५ એ જ મંદિરમાંની મૂર્તિ ઉપરનો લેખ.

[ ६ ]

ॐ ॥ संवत् ११३८ पहदेवमण्डकासुतेन सहदेवश्रावकेन सुविधिजिनप्रतिकृतिः कारिता ॥

[ ७ ]

संवत् ११३८ वीरकसलहिकासुतेन देवीग (?) सहोदरयुतेन जासकश्रावकेन विमलजिनप्रतिमायु...............॥

[ ८ ]

ॐ ॥ संवत् ११४६ ज्येष्ठ सु० ९ शुक्रे पूर्णदेवभोलिकासुतेन पोहरिश्रावकेन भ्रातृवीरकसंयुतेन श्रीवीरजिनप्रतिमा कारिता ॥

[ ९ ]

संवत् ११६१ थिरापद्रीयगच्छे श्रीशीतलनाथबिंबं [ कारितं ] ॥

[ १० ]

संवत् ११९१ वर्षे.... .... .... .... ....

[ ११ ]

कल्याणत्रये श्रीनेमिनाथबिंबानि प्रतिष्ठितानि नवांगवृत्तिकार श्रीमदभयदेवसूरिसंतानीय श्रीचन्द्रसूरिभिः श्रे०

---

૬–૮ એ જ મંદિરની મૂર્તિ ઉપરનો લેખ.
૯ શ્રીપાર્શ્વનાથ ભ૦ના મંદિરમાંની મૂર્તિની બેઠક ઉપરનોલેખ.
૧૦ શ્રીનેમિનાથ ભ૦ના મંદિરમાં એક મૂર્તિ ઉપરનો લેખ.
૧૧ એ જ મંદિરમાંની ભીંત ઉપરનો લેખ.

सुमिग श्रे० वीरदेव श्रेष्ठिगुणदेवस्य भार्या जयतश्री साहूपुत्र वहरा पुना लुणा विक्रम खेता हरपति कर्मट राणा कर्मटपुत्र खीमसिह तथा वीरदेवसुतअरसिंहप्रभृतिकुटुंबसहितेन गांग-देवेन कारितानि.... .... .... .... .... ....

[ १२ ]

संवत् १२०४ फाल्गुणवदि ११ कुजे श्रीनेमिनाथ-चैत्यमुखमंडपखत्तके श्रीशांतिबिंबं... .. ....

[ १३ ]

संवत् १२०६ ज्येष्ठ सुदि ९ मंगलदिने श्रे० सहजिग-सुतेन उद्धा परमश्रावकेण निजानुजभोदा भागिनेयममा भगिनीलोलीप्रभृतिस्वकुटुंब (*) समन्वितेन निजकलत्र-सलक्षणश्रेयोनिमित्तं श्रीपार्श्वजिनबिंबं कारापितं। प्रतिष्ठितं श्रीअजितदेवसूरिशिष्यैः श्रीविजयसिंहसूरिभिः ॥

[ १४ ]

संवत् १२०८ फागुणसुदि १० रवौ... ... ...

आरासनाकरे श्रीनेमिनाथचैत्यमुखमंडपे श्रीनेमिनाथबिंबं कारितं ॥

---

१२ એ જ મંદિરમાં એક મૂર્તિ ઉપરનો લેખ

१३ એ જ મંદિરમાં પાર્શ્વનાથ જીની મૂર્તિ ઉપરનો લેખ.

१४ એ જ મંદિરમાં એક મૂર્તિ ઉપરનો લેખ.

[ १५ ]

संवत् १२१४ फागण वदि...... शुक्रवारे प्रहवंशो-द( द्ध )वसंविग्नविहारिश्रीवर्धमानसूरिशिष्य श्रीजिनेश्वरसूरि-शिष्य श्रीशिष्यपरमानंदसूरिसमेतैः ... ... ...छ ना ।

[ १६ ]

संवत् १२१६ वैशाख सुदि २ श्रे० पासदेवपुत्रवीर-पुनाभ्यां भ्रातृजेहडश्रेयोर्थं श्रीपार्श्वनाथप्रतिमेयं कारिता श्रीनेमिचंद्राचार्यशिष्यैः देवाचार्यैः प्रतिष्ठिता ॥

[ १७ ]

स्वस्ति श्रीविक्रमसंवत् १२५९ वर्षे आषाढसुदि २ शनौ आरासणमंडले(लि)कशुरशंभु[ः] श्री... ... कुमारसुत श्रीसज्जनेन स्वश्रेयोर्थं श्रीसुमतिनाथबिंबं कारितं प्रतिष्ठितं श्रीधर्मघोषसूरिभिः ॥

[ १८ ]

स्वस्ति श्रीविक्रमसंवत् १२५९, वर्षे आषाढसुदि २ शनौ

---

१५ श्रीपार्श्वनाथ भ०ना मंदिरमांनी मूर्ति उपरनो लेख.

१६ એ જ મંદિરમાં મૂલ ગર્ભાગારની બહારના નાના રંગ-મંડપના દરવાજાની જમણી બાજુએ આવેલા ગોખલાની વેદી ઉપરનો લેખ.

૧૭-૧૮ એ જ મંદિરમાંની મૂર્તિની બેઠક ઉપરનો લેખ.

वहुदेवपुत्र्याः श्रे० मणिभद्रसलक्षणायाः श्रेयार्थं वासुपूज्य-
विंवं कारापितं प्रतिष्ठितं श्रीधर्मघोषसूरिभिः ॥

[ १९ ]

स्वस्तिश्री विक्रमसंवत् १२५९ [ वर्षे ] आषाढ सुदि २
शनौ श्रेष्ठिगोहडसुत श्रेष्ठिकुमारस्य श्रेयसे तत्पुत्र श्रेष्ठि-
सज्जनेन संभवनाथविंवं कारितं [ श्रीधर्मघोष ? ] सूरिभिश्च
प्रतिष्ठितं ॥

[ २० ]

संवत् १२७६ माघशुदि १२ रवौ श्रेष्ठिसलखणसुत
... ... ... प्रतिष्ठितं धर्मघोषसूरिभिः ॥

[ २१ ]

[ सं० ] १२७६ अ( आ )षाढ सुदि वीज ( द्वितीया )
शनौ आरासणे मांडलिकसुरशंभुः श्रीधारावर्ष( र्ष )देव-
विजय( यि )राज्ये महं वृहत् ग...प्रान्त...अ...श्रीकुमार-
सुत श्रे० सज्जनेन स्वश्रेयसे श्रीमत्सुमतिनाथविंवं कारापितं
॥ छ ॥ प्रतिष्ठितं श्रीपद्म( धर्म )घोषसूरिभिः मंगलं महाश्रीः ॥

[ २२ ]

[सं०] १२७६ वर्षे अषाढ सुदि वीज ( द्वितीया ) आस-

---

૧૯-૨૦ એ જ મંદિરમાંની મૂર્તિની બેઠક ઉપરનો લેખ.

૨૧ એ જ મંદિરની ભમતીમાંનો લેખ.

૨૨ એ જ મંદિરની ભમતીમાં સુવિધિનાથ ભ૦ની મૂર્તિ
પરનો લેખ.

देवसुतपुनाकेन....प्रतिष्ठायाम्....श्रीसुविधिनाथबिंबं कारापितं .... सूरिभिश्च प्रतिष्ठितं मंगल महाश्री....

[ २३ ]

संवत् १२७६ महाग (माघ) शुदि तेरश (त्रयोदश्यां) रवौ श्रेष्ठिसलखण सुतश्रेष्ट(ष्ठि)आसधरेण माता(तृ)श्रेयसे श्रीमुनिसुव्रतबिंबं कारापितं प्रतिष्ठितं श्रीधर्मघोषसूरिभिः ॥

[ २४ ]

॥ॐ॥ संवत् १३१० वर्षे वैशाख वदि ५ गुरौ प्राग्वाट-ज्ञातीय श्रे० वील्हण मातृ(*)रूपिणिश्रेयोर्थं सुतआसपालेन सीधपाल पद्मसीहसहितेन निज (*) विभवानुसारेण आरा-सणे नगरे श्रीअरिष्टनेमिमंडपे श्रीचन्द्रगच्छी(*)य श्रीपर-माणंदसूरि शिष्यश्रीरत्नप्रभसूरीणामुपदेशेन स्तंभः कारितः ॥

[ २५ ]

संवत् १३१० सत्तरीसययंत्रक(कं) बृहद्गच्छी[य] श्रीअभयदेवसूरिशिष्य श्रीजिनभद्रसूरिशिष्य श्रीशांतिप्रभसूरि-शिष्य श्रीहरिभद्रसूरिशिष्य श्रीपरमाणंदसूरिभिः प्रतिष्ठितं ॥

---

૨૩ એ જ મંદિરની ભમતીમાં મુનિસુવ્રતસ્વામી ભ૦ની મૂર્તિ ઉપરનો લેખ.

૨૪ નેમિનાથ ભ૦ના મંદિરમાંના સ્તંભ ઉપરનો લેખ.

૨૫ એક મંદિરની મૂર્તિ ઉપરનો લેખ.

[ २६ ]

संवत् १३१४ वर्षे ज्येष्ठ शुदि वीज ( द्वितीया ) सोमे आरासणाश्रीनेमिनाथचैत्ये बृहद्गच्छीय श्रीशांतिसूरिशिष्यैः श्रीरत्नप्रभसूरि श्रीहरिभद्रसूरिशिष्यैः श्रीपरमानंदसूरिभिः पट्टे प्रतिष्ठितं प्राग्वाटान्वयश्रे० माणि ... ... ... .... देवभार्यारूपिणिपुत्र वीरभद्र भार्या विह्नि सुविदाभार्या सहजू सुत वी .... ... ... ... ... .... रत्ननीणि सुपदमिणि मा० ( भ्रा० ) श्रे० चा( चां )दाभार्या आसमती पुत्र अमृतसा भार्या राजल लघुभ्रातृ अ ... ... तांगसिहश्रेयोथ अजितनाथजिनयुगल... . ... ....

[ २७ ]

संवत् १३२७ वैशाख सुदि वीज ( द्वितीया ) सोमे श्रीनाहाणाकरवास्तव्य श्रे० वीरचंद श्रीपार्श्वनाथविंबं.... ...

[ २८ ]

ॐ॥ सं [०] १३३५ माघ शुदि १२ शुक्रे प्राग्वाटज्ञा० श्रे० सोमाभार्या माल्हणपुत्राः वयर श्रे० अजयसिंह झाडा

---

२६ શ્રીનેમિનાથ જીના મંદિરમાં કાઉસગ્ગિયા ઉપરનો લેખ.

૨૭ એજ મંદિરની મૂર્તિ ઉપરનો લેખ.

૨૮ શ્રીનેમિનાથ જીના મંદિરની ટૂંકમાં પેસતાં ડાબા હાથે પશ્ચિમાભિમુખ શ્રીઋષભદેવ જીની દેરીમાં શ્રીઋષભદેવ જીની નીચે પરિકરની ગાદી નીચેનો લેખ.

(૫૧)

સં૦ ૧૪૪૨ ના જેઠ સુદિ ૯ ને સોમવારે શ્રીમહાવીર ભ૦ના ચૈત્યમાં રાજશ્રી કાન્હડદેવના પુત્ર રાજા શ્રીવિસલ-દેવે ગામની પાછળના ભાગમાં આવેલી વાડી આઘાટ—સર્વ હક્ક સાથે આપી. અને આપત્તિના વખતમાં કામ આવે તે માટે આ આજ્ઞાપત્ર લખી આપ્યું છે. ઘણાયે સગર વગેરે રાજાઓએ પૃથ્વી ભોગવી. જ્યારે જ્યારે જેની ભૂમિ હોય ત્યારે ત્યારે તેને ફળ થાય છે.

(૫૨)

મહારાજ શ્રીઅખયરાજજીની આજ્ઞાથી—

સં૦ ૧૬૮૬ ના આસો વદિ ૧૧ ના દિવસે સમસ્ત લોકો જેવા—બ્રાહ્મણ, મહાજન, રજપૂત, સુથાર, લુહાર, કોળી તથા સમગ્ર લોકોની સાખે સાથે બેસીને અગિયારસ પાળી છે. જે કોઈ (એ દિવસે) હળ જોડશે તેણે રાઉલનો ગુન્હો કર્યો છે (એમ ગણાશે.) એક વરસના ૧૨ માસમાં ૨૪ અગિયારસો પાળવી. જેવી અમાવાસ (પળાય છે) તેવી અગિયારશ જાણવી.

૬. દત્તાણી

(૫૩)

સં૦ ૧૨૧૬ ના ચૈત્ર શુદિ ૨ ને ગુરુવારે વાછાની ભાર્યા સલૂણી..........દેરાલ શ્રીકરે પદ્મશિલા કરાવી.

(૫૪)

સં૦ ૧૨૯૮ ના ભાદરવા સુદિ ૫ ને બુધવારે દંતાણી ગામના શ્રીપાર્શ્વનાથ ભ૦ના મંદિરમાં શ્રેષ્ઠી જયતાએ, પુત્ર વસ્તુપાલના કલ્યાણ માટે ચોકીમાં સ્તંભ કરાવ્યો (?)

(૫૫)

સં૦ ૧૩૪૫ ના વૈશાખ સુદિ ૮ ને શુક્રવારે કલ્યાણકારી શ્રીચંદ્રાવતી નગરીમાં, મહારાજાધિરાજ શ્રીવિસલદેવ અને અને શ્રીસારંગદેવના વિજયમાન રાજ્યમાં દંતાણી (દત્તાણી) ગામે પરમાર વંશના રાજદેરાજ દેવડા ઠાકોર સાત રાઉલ પ્રતાપ અને શ્રી હેમદેવે બેએ પાર્શ્વનાથ ભ૦ના ખર્ચ માટે ચંદ્ર-સૂર્ય તપે ત્યાં સુધી બે ખેતર આપ્યાં.

રાઉલ મહિપાલદેવના પુત્ર સુહડસિંહે યાત્રા માટે દ્રમ્મ ૪૦૦ (?) મંદિરને આપ્યા.

૭. ધવલી

(૫૬)

શ્રી હર્ષપુરગચ્છમાં શ્રી..............શ્રાવક ધાહિલના પુત્ર ચાહિલે..............કરાવ્યું, સં૦ ૧૧૩૯ માં.

(૫૭)

સં૦ ૧૬૭૩ ના શ્રાવણ વદિ ૩ ના દિવસે..........

૮. મારોલ

(૫૮)

સં૦ ૧૨૩૪ ના વૈશાખ સુદિ ૩ ના દિવસે શ્રેષ્ઠી દાહડની ભાર્યા શોભિનના પુત્ર કુલચંદ્ર, તેના નાના ભાઈ સાપૂતે તેના મામા કડૂજોય અને નેસિરિની સાથે પોતાની ભાર્યા શિવાદેવી, તેના પુત્રો શ્રીવચ્છ, યશશ્ચંદ્ર, વાસિગ વગેરે સમગ્ર કુટુંબ સાથે, પિત્તલની પ્રતિમા ભરાવી અને તેની શ્રીહરિભદ્રસૂરિના શિષ્ય પંડિત.......પ્રતિષ્ઠા કરી.

(૫૯)

સં૦ ૧૪૮૫ ના અષાડ સુદિ ૩ ને રવિવારે ઓસવાળ

જ્ઞાતિમાં ચેચટ ગોત્રના શા. સોનપાલના પુત્ર શા. સદયવત્સની ભાર્યા વિમલાદેના પુત્ર શા. શુભકરણે, માતાના કલ્યાણ માટે શ્રીઆદિનાથ ભ૦નો ચોવીશીનો પટ્ટ કરાવ્યો અને તેની શ્રીઉપકેશગચ્છના કકુદાચાર્યના સંતાનીય શ્રીસિદ્ધસૂરિએ પ્રતિષ્ઠા કરી.

(૬૦)

સં૦ ૧૫૧૬ ના વૈશાખ સુદ ૩ ના દિવસે પોરવાડજ્ઞાતીય વ્યાપારી વેલાની ભાર્યા ધરણૂના પુત્ર વ્યાપારી સાલિગે, તેની ભાર્યા સિરિયાદે, તેના ભાઈઓ વ્યાપારી વાનર, હલૂ અને શિવા વગેરે કુટુંબ સાથે પોતાના કલ્યાણ માટે શ્રીકુંથુનાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની બૃહત્તપાગચ્છીય શ્રીસોમસુંદરસૂરિના પટ્ટધર શ્રીરત્નશેખરસૂરિએ નિજામપુરમા પ્રતિષ્ઠા કરી

૯. ભટાણા

(૬૧)

સં૦ ૧૩૯૦ માં પોરવાડજ્ઞાતીય શ્રેષ્ઠી વીરાની ભાર્યા કીલ્હણદેના પુત્ર નરસિંહે ભાઈ પાસડ........વગેરેની સાથે માતા-પિતાના કલ્યાણ માટે શ્રીમહાવીરસ્વામી ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની શ્રીસર્વદેવસૂરિએ પ્રતિષ્ઠા કરી.

૧૦. મડાર

(૬૨)

સં૦ ૧૧૧૬ ના માહ સુદિ ૧૦ [દવસે...............

(૬૩)

સં૦ ૧૨૦૨ માં મરુપના કલ્યાણ માટે પ્રતિમા ભરાવી.

૪૯/૩૫.[૫]

(૬૪)

સં૦ ૧૨૨૫ ના અષાડ વદિ ૫ ને શનિવારે જશ-વર્ધનની ભાર્યા ચેસિરિએ શ્રીપાર્શ્વનાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની શ્રીદેવસૂરિએ પ્રતિષ્ઠા કરી.

(૬૫)

સં૦ ૧૨૫૯ ના વૈશાખ સુદિ ૪ ને બુધવારે શ્રીબ્રહ્માણુ-ગચ્છમાં શ્રેષ્ઠી સૂમાની ભાંર્યા સૂલિણુના પુત્રો સાઢા વહુદા, આંબૂરાજ, ડપૂના અને આભલ આદિ કુટુંબ સમુદાયે શ્રી-વિમલનાથ ભ૦ની પ્રતિમા ભરાવી.

(૬૬)

સં૦ ૧૨૮૭ ના માગશર સુદિ ૬ ને સોમવારે દેવ શ્રી મડાહડ...............સિરિની ભાર્યા મલીના પુત્ર હીરૂના પુત્રે એ પાદુકાઓ કરાવી.

(૬૭)

........પાતા અને સોમાની સાથે શ્રી વીર ભગવાનની પ્રતિમા ભરાવી અને તેની ગુણચંદ્રસૂરિના પટ્ટધર શ્રીધર્મ-દેવસૂરિએ પ્રતિષ્ઠા કરી.

(૬૮)

સં૦ ૧૩૨૭ ના ચૈત્ર વદિ ૭ ને ગુરુવારે બ્રહ્માણુ-ગચ્છમાં કાકા પામાના કલ્યાણુ માટે લૂણિગે બિંબ ભરાવ્યું, અને તેની શ્રીમદનપ્રભસૂરિએ પ્રતિષ્ઠા કરી.

---

૫ આ અંકો મણ અને શેરના વજનનો નિર્દેશ કરતા હોય એમ લાગે છે. અર્થાત્ ઓગણપચાસ મણ અને પાંત્રીશ શેર વજ-નની આ ધાતુ પ્રતિમા ભરાવી.

(૬૯)

સં૦ ૧૩૬૨ ના વૈશાખ સુદિ ૧૫ ના દિવસે મંત્રી મહણાના પુત્ર મંત્રી ઝાંઝણે ભાઈ ધાંધાના કલ્યાણ માટે શ્રીશાંતિનાથ ભ૦નું બિબ શ્રીલલિતદેવસૂરિના ઉપદેશથી ભરાવ્યું

(૭૦)

સં૦ ૧૩૪૦ ના વૈશાખ સુદિ ૩ ને શનિવારે શ્રેષ્ઠી જશકુંઅરની ભાર્યા જયતૂ–આ બંનેના કલ્યાણ માટે પુત્ર અરિસિંહે શ્રીઆદિનાથ ભ૦નું બિબ ભરાવ્યું અને તેની શ્રી (કોઈ પણ) સૂરિએ પ્રતિષ્ઠા કરી

(૭૧)

સં. ૧૩૭૩માં વ્યાપારી રૂપાની ભાર્યા સૂમલના પુત્ર.........................શ્રીમહાવીર સ્વામી ભ૦ (નું બિંબ) ભરાવ્યું અને તેની મડાહડગચ્છના શ્રીશાંતિસૂરિએ પ્રતિષ્ઠા કરી.

(૭૨)

શ્રી મેરુપ્રભસૂરિના ઉપદેશથી શ્રીશાંતિનાથ ભગવાનની પ્રતિમા ભરાવી.

(૭૩)

..................ના વૈશાખ સુદિ ૭ને સોમવારે ઓસવાલ વંશના...........સુહચરાજના પુત્ર..............પુત્ર સહસદત્તે માતા-પિતાના કલ્યાણ માટે શ્રીઆદિનાથ ભ૦ની ચોવિશી ભરાવી અને તેની ઉપકેશગચ્છના કક્કદાચાર્યસંતાનીય શ્રી-સિદ્ધસૂરિએ પ્રતિષ્ઠા કરી.

(૭૪)

સં૦ ૧૪૬૨માં ઓસવાલ જ્ઞાતિના ગોટી (ગોષ્ઠી) સેંધાની

ભાર્યા સાધલદેના પુત્ર ઊધરણે માતા-પિતા અને પોતાના કલ્યાણ માટે શ્રીપાર્શ્વનાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની શ્રીજીરાવલાગચ્છના શ્રીવીરચંદ્રસૂરિના પટ્ટધર શ્રીશાલિભદ્ર-સૂરિએ પ્રતિષ્ઠા કરી.

(૭૫)

સં૦ ૧૪૮૩ના વૈશાખ સુદિ ૩ ને મંગળવારે ઓસવાળ જ્ઞાતીય સુરાણાગોત્રના શા. વાછિયાની ભાર્યા લાછીના પુત્ર રત્ને, ભાર્યા સાલ્હીના પુત્રો ડીડા અને રાઉલના પુણ્યાર્થે તેમજ આત્મકલ્યાણ માટે શ્રીધર્મઘોષગચ્છના શ્રીપદ્મશેખર-સૂરિએ પ્રતિષ્ઠા કરી.

(૭૬)

સં૦ ૧૪૮૩માં વ્યાપારી કેલાકની શ્રીધમ...............

(૭૭)

સં૦ ૧૪–૮ના માહ વદિમાં પોરવાડજ્ઞાતીય...........ની ભાર્યા રૂપાદેના પુત્ર વ્યાપારી વેલાએ, પુત્ર સાજણ વગેરેની સાથે આત્મકલ્યાણ માટે શ્રીસંભવનાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની તપાગચ્છીય શ્રીવિશાળરાજસૂરિએ પ્રતિષ્ઠા કરી.

(૭૮)

સં૦ ૧૫૦૩ના માહા સુદિ ૫ ને ગુરુવારે પાટણના રહેવાસી ભાવસાર-જ્ઞાતીય મીણારા તેજાની ભાર્યા કાંકુના પુત્ર દેઈયાકે, ભાર્યા પનીના પુત્રો વરપા અને ડાહ્યા વગેરે કુટુંબની સાથે પોતાના કલ્યાણ માટે શ્રીશીતલનાથ ભ૦નું બિંબ આગમગચ્છના શ્રીદેવરત્નસૂરિના ઉપદેશથી ભરાવ્યું અને તેની પ્રતિષ્ઠા કરાવી.

(૭૯)

સં૦ ૧૫૦૪ના વૈશાખ સુદિ ૭ના દિવસે શ્રીમાલ-જ્ઞાતીય સુ પોપાની ભાર્યા ચમકૂ, જે દેવાની ભાર્યા દેવલદેની પુત્રી હતી, તેણે શ્રીવાસુપૂજ્ય ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની શ્રી (કોઈ પણ) સૂરિએ પ્રતિષ્ઠા કરી

(૮૦)

સં૦ ૧૫૦૫માં સિદ્ધપુરના રહેવાસી પોરવાડ શ્રેષ્ઠી ડુંગરની ભાર્યા રૂદીના પુત્રો મહીપાલ અને રત્નાએ, (ક્રમશઃ) ભાર્યા અમકૂ અને કડૂ, તેના પુત્ર નગા વગેરે કુટુંબ સાથે શ્રીસુમતિનાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની તપાગચ્છીય શ્રીજયચંદ્રસૂરિએ પ્રતિષ્ઠા કરી.

(૮૧)

સં૦ ૧૫૦૬ના માહ............

(૮૨)

સં૦ ૧૫૦૮ના જેઠ સુદિ ૧૩ ને બુધવારે બાંભગોત્ર-વાળા ઓસવાલજ્ઞાતીય શા તીલ્હાની ભાર્યા તારાદેના પુત્રો શા. તિહુણા અને શા. પદ્માએ, પિતાના નિમિત્તે અને પોતાના કલ્યાણ માટે શ્રીસુવિધિનાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને મલધારી ભટ્ટારક શ્રીગુણસુંદરસૂરિએ પ્રતિષ્ઠા કરી.

(૮૩)

સં૦ ૧૫૦૯ના ચૈત્ર વદિમાં શ્રી શ્રીમાલજ્ઞાતીય પિતા સાયર અને માતા રોલલદેવીના કલ્યાણ માટે અને પોતાના કલ્યાણ માટે પુત્ર જયસિંહે જીવિતસ્વામી શ્રીધર્મનાથ ભ૦ ની પંચતીર્થી ભરાવી અને તેની પિપ્પલગચ્છના ત્રિભવીયા શ્રી ધર્મશેખરસૂરિએ વૈશાખ માસમાં થિરપદ્ર(થરાદ)માં પ્રતિષ્ઠા કરી.

(૮૪)

સં૦ ૧૫૨૧ના વૈશાખ સુદિ ૧૦ ને રવિવારે શ્રીશ્રીમાલ શ્રેષ્ઠી સહિજાની ભાર્યા સાહગદેના પુત્ર શ્રેષ્ઠી દેવદાસે, ભાર્યા લલતાદે, તેના ભાઈ બલ વગેરે કુટુંબની સાથે શ્રીસંભવનાથ ભ૦નું બિંબ, (દેવદાસના) નાના ભાઇ મણોરના કલ્યાણ માટે શ્રીપૂર્ણિમાગચ્છના શ્રીગુણધીરસૂરિના ઉપદેશથી ભરાવ્યું અને તેની વિધિપૂર્વક લાહુલિ (લાડોલ) ગામમાં પ્રતિષ્ઠા કરી.

(૮૫)

સં૦ ૧૫૨૩ના માહા સુદિ ૬ ના દિવસે પોરવાડ વ્યાપારી દેવપાલની ભાર્યા મલાના પુત્ર ડુંગરે, પોતાના ભાઇઓ કાલા અને લાખા વગેરે કુટુંબ સાથે શ્રીસુવિધિનાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની તપાગચ્છના શ્રીલક્ષ્મીસાગર-સૂરિએ પ્રતિષ્ઠા કરી.

(૮૬)

સં૦ ૧૫૨૫ના ફાગણ સુદિ ૭ના દિવસે પોરવાડ શા. ચાંપાની ભાર્યા કડૂના પુત્ર બડૂઆકે, ભાર્યા ઝનૂ વગેરે કુટુંબની સાથે પોતાની માતાના કલ્યાણ માટે શ્રીવિમલનાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની તપાગચ્છીય શ્રીલક્ષ્મીસાગરસૂરિએ પ્રતિષ્ઠા કરી.

(૮૭)

સં૦ ૧૫૨૮ના વૈશાખ સુદિ ૩ના દિવસે ઓસવાલ-જ્ઞાતીય બપ્પણા( બાફણા )ગોત્રના શા. ચાંપાની ભાર્યા ચાંપલદેએ, પોતાના પુત્રો હેમા, સાઢા, અમરા તથા અમરાની ભાર્યા શાણીના પુત્ર વગેરે સાથે શ્રીઅનંતનાથ ભ૦નું બિંબ

ભરાવ્યુ અને તેની ઉપકેશગચ્છના શ્રીકક્કસૂરિના પટ્ટધર શ્રીદેવગુપ્તસૂરિએ પ્રતિષ્ઠા કરી.

(૮૮)

સં૦ ૧૫૩૩ના વૈશાખ સુદિ ૧૨ ને ગુરુવારે પોરવાડ સંઘવી સોનાની ભાર્યા હર્ષૂના પુત્ર સં૦ જીણાકે, ભાર્યા જાસલદેના પુત્ર જીવા વગેરે કુટુંબ સાથે સં. પાસાના કલ્યાણ માટે શ્રીધર્મનાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની તપાગચ્છીય શ્રીસોમસુંદરસૂરિના સંતાનીય શ્રીલક્ષ્મીસાગસૂરિએ પ્રતિષ્ઠા કરી

(૮૯)

સં૦ ૧૫૩૫ના માહ માસમાં શ્રીશ્રીમાલજ્ઞાતીય શ્રેષ્ઠી ગાગાની ભાર્યા ગંગાદેની પુત્રી કે જે શ્રેષ્ઠી ધનાની ભાર્યા હતી, તે ગાઈ નામની બાઈએ પોતાના પુત્રો પૂજા અને સૂંટાની સાથે પોતાના કલ્યાણ માટે શ્રીકુંથુનાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની વૃદ્ધતપાગચ્છીય ભટ્ટારક શ્રીજિનરત્નસૂરિએ પ્રતિષ્ઠા કરી

(૯૦)

સં૦ ૧૫૩૫ના માહ સુદિ ૫ના દિવસે ડીસાવાલજ્ઞાતીય મંત્રી જૂઠાની ભાર્યા અમકૂના પુત્ર મં. ભોજાએ, ભાઈ બડુઆ, પોતાની (ભોજાની) ભાર્યા મચકૂના પુત્ર નાથા વગેરે કુટુંબ સાથે શ્રીશાંતિનાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની શ્રીલક્ષ્મીસાગરસૂરિએ પ્રતિષ્ઠા કરી.

(૯૧)

સં૦ ૧૬૨૪ના ફાગણ સુદિ ૩ ને રવિવારે વીશા પોરવાડજ્ઞાતીય શ્રેષ્ઠી મગૂની ભાર્યા કરમાઇના પુત્ર શ્રેષ્ઠી ઠાકરે,

ભાર્યા વાછીના પુત્ર સિંઘજી વગેરે સમગ્ર કુટુંબ સાથે શ્રી-આદિનાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની શ્રીતપાગચ્છના નાયક શ્રીહીરવિજયસૂરિએ પ્રતિષ્ઠા કરી તે ચિરકાળ સુધી જય પામો.

(૯૨)

સં૦ ૧૬૫૫માં........................

(૯૩)

સં૦ ૧૬૭૪ના ફાગણુ સુદિ ૭ ને શુક્રવારે............

(૯૪)

સં૦ ૧૬૭૪ના ફાગણુ વદિ ૭ ને રવિવારે મડાહડ-ગચ્છના...............શ્રીચંદ્રસૂરિ

(૯૫)

સં૦ ૧૬૯૧ના ચૈત્ર માસમાં........................

(૯૬)

સં૦ ૧૭૬૧ ના વૈશાખ સુદિ ૭ ને ગુરુવારે દોશી વલિમની પુત્રી જે દો. વેલજીની ભાર્યા હતી, તે ખરતરગચ્છીય ગલાડબાઈએ શ્રીશાંતિનાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની ભટ્ટારક શ્રીજ્ઞાનવિમલસૂરિએ પ્રતિષ્ઠા કરી.

(૯૭)

સં૦ ૧૭૬૧ના વૈશાખ સુદિ ૭ ને ગુરુવારે દોશી વલિમના પુત્ર થાવરે શ્રીપાર્શ્વનાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની ભટ્ટારક શ્રીજ્ઞાનવિમલસૂરિએ પ્રતિષ્ઠા કરી.

(૯૮)

સં૦ ૧૭૬૧ના વૈશાખ સુદિ ૭ ને ગુરુવારે દોશી

વલિમની ભાર્યા રાજબાઈએ શ્રીપાર્શ્વનાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની ભટ્ટારક શ્રીજ્ઞાનવિમલસૂરિએ પ્રતિષ્ઠા કરી.

(૯૯)

........બનારસી પાયાના હાથે લખ્યું. જે કોઈ દર્શનીય (સાધુ-સંતો) વાંચે તેને વંદના છે અને બીજો જે કોઈ વાંચે તેને રામરામ છે[૬]

(૧૦૦)

સં. ૧૭૭૧ના વૈશાખ સુદિ ૩ના દિવસે ગુરુ શ્રી-અટોલજીનાં પગલાં તેમજ અટોલજીની પાટે સૂરજીને પીથાજી અને વાઘાએ સ્થાપ્યા

(૧૦૧)

સં૦ ૧૭૭૧ ના વૈશાખ સુદિ ૩ ના દિવસે ગુરુ શ્રી-સૂરિજીનાં પગલાં મડાહડગચ્છીય પીથાજી અને વઘાજીએ રાઉલ શ્રીમાનસિંઘજીના રાજ્યમાં કરાવ્યાં.

(૧૦૨)

સં૦ ૧૭૮૨ ના વૈશાખ સુદિ ૪ ને ગુરુવારે રાજા........

(૧૦૩)

સં૦ ૧૭૮૭ ના માહ સુદિ ૫ ને રવિવારે મહારાજ શ્રીમાનસિંઘજીના વિજયી રાજ્યમાં મડાહડગચ્છના બનારસી શ્રીમનાજી, બ૦ શ્રી પીથાજી, બ૦ શ્રીવાઘાજી, દીપાજી.... ........પદ્માજી,............વગેરે સાથે સમગ્ર મનુષ્યોના સુખ માટે ભટ્ટારક શ્રીચક્રેશ્વરસૂરિએ પ્રતિષ્ઠા કરાવી. કારીગર.... .... ....ના પુત્ર વેલજીએ કામ કર્યું છે. જીરાવલા............ સાથે કમાયો છે જે નામ વાંચે તેને રામરામ છે.[૬]

---

૬. આ લેખો કારીગરોના છે.

(૧૦૪)

સં૦ ૧૭૮૭ ના માહ સુદિ ૫ ને (રવિવાર ના) દિવસે મહારાજ શ્રીમાનસિંઘજીના વિજયી રાજ્યમાં મડાહડગચ્છના ચક્રેશ્વરસૂરિએ શ્રીમાણિભદ્ર યક્ષની પ્રતિષ્ઠા કરી, તેમજ ચક્રેશ્વરસૂરિનાં પગલાંની પ્રતિષ્ઠા ભટ્ટારક શ્રીદેવચંદ્રજી આચાર્યે કરી અને લીલાજીએ દેરાસર કરાવ્યું.

(૧૦૫)

સં૦ ૧૮૭૬ ના અષાડ વદિ ૨ ને શુક્રવારે માતાજી શ્રીમડારદેવીના જીર્ણોદ્ધારનું કામ સંપૂર્ણ કર્યું........... ભગાજી, કલાજી, પીથાજીના હસ્તક.

(૧૦૬)

ભ૦ જોઈતાજી. ભ૦ ખુશાલચંદજી. ભ૦ અદેચંદજી.
ભ૦ રાપાજી. ભ૦ રતનચંદજી. ભ૦ અમીચંદજી.
પિતા ગોમજી. માતા રંભાદે. શ્રી દેવી મહાલક્ષ્મી.

સં૦ ૧૯૫૭ ના મહા સુદિ ૧૩ ના દિવસે શ્રીગુરુદેવનાં પગલાં સ્થાપન કર્યાં અને પ્રતિષ્ઠા કરી. એ સ્થાન ઘણું જૂનું હતું તેને પાછું નવેસરથી સુધરાવ્યું. તેમાં ભ૦ અમીચંદજીના શિષ્ય વજેચંદભાઈ, સેઘજીભાઈ, હીરાચંદે રૂા. ૧૦૦૧ ખરચ્યા. મહારાઓ શ્રીકેસરસિંહજી, રાઉ શ્રીશિવનાથસિંહજી, રાઉ શ્રીઉદેરાજજીના રાજ્યમાં વેદી શા. વહોરા પેટા, પનારામ, નેનુરામ, મગનીરામજી (શ્રાવકોના) ભટ્ટારક અમીચંદજીની ગાદી મડાહડગચ્છમાં સલામત છે.

(૧૦૭)

(૧) ધાંધલે શ્રીમુનિસુવ્રતસ્વામી, (૨) નાગડના નિમિત્તે (મૂર્તિ ભરાવી). (૩) ધણુસિંહે શ્રીચંદ્રપ્રભસ્વામી, અને (૪) જાલણુ દેવીએ અજિતનાથ ભ૦ (નાં બિંબ ભરાવ્યાં)

૧૧. સાતસેન

(૧૦૮)

સં૦ ૧૨૪૪ના જેઠ શુદ ૪ના દિવસે વલિગના પુત્ર દલ્હણે શ્રીપાર્શ્વનાથ ભ૦ની દેવકુલિકા (કરાવી) ચ્યવન કલ્યાણક પોષ વદી ૧૦, દીક્ષા ક પોષ વદિ ૧૧ જ્ઞાન ક. પોષ વદિ ૪ અને મોક્ષ ક શ્રાવણ સુદિ ૮.

(૧૦૯)

મહારાજ શ્રીઅખયરાજના વિજયી રાજ્યમાં સં૦ ૧૭૨૧ના જેઠ સુદિ ૩ ને રવિવારે શ્રીસીરોહીનગરના રહેવાસી પોરવાડજ્ઞાતીય વૃદ્ધશાખીય....શ્રીશાંતિનાથ ભ૦નું બિંબ કરાવ્યું અને તેની તપાગચ્છીય ભટ્ટારક શ્રીહીરવિજયસૂરિના ભ૦ શ્રીવિજયસેનસૂરિ..................પ્રતિષ્ઠા કરી.

૧૨. વરમાણ

(૧૧૦)

સં૦ ૧૨૪૨ના ચૈત્ર સુદિ ૧૫ ને શનિવારે બ્રહ્માણગચ્છના શ્રીમહાવીરસ્વામીના મંદિરમાં દેવકુલિકાની આ પટ્ટશિલા પૂનિગ, પૂટા, બ્રહ્મદત્ત, જિણહા પોલ્હા અને નાયક વગેરેએ સાથે મળીને બનાવી અને તે સૂત્રધાર પૂનડે ઘડી.

(૧૧૧)

સં૦ ૧૩૫૧ના મહા વદિ ૧ ને સોમવારે પોરવાડજ્ઞાતીય શ્રેષ્ઠી સાજણની ભાર્યા રાલ્હૂના પુત્ર પુનસીહની ભાર્યા બે–નામે પદમલ અને જાલ્હૂ, તેના પુત્ર પદમે, ભાર્યા મોહિણિ અને પુત્ર વિજયસિંહની સાથે જિનેશ્વર ભ૦ની એ યુગલ–જોડી ભરાવી અને તેની પ્રતિષ્ઠા કરી...........

શ્રાવકની મૂર્તિ નીચે " શ્રે. સાજણ " અને શ્રાવિકાની મૂર્તિ નીચે " રાલ્હૂ " લખ્યું છે.

(૧૧૨)

સં. ૧૩૫૧માં શ્રીબ્રહ્માણગચ્છના મંદિરમાં મડાહડીય શ્રેષ્ઠી પુનસીહની ભાર્યા પદમલના પુત્ર પદમસિંહે જિનેશ્વર ભ૦નું યુગલ ભરાવ્યું અને તેની પ્રતિષ્ઠા કરાવી.

શ્રાવકની મૂર્તિ નીચે " પુનસીહ " અને શ્રાવિકાની મૂર્તિ નીચે "પદમલ" લખ્યું છે.

(૧૧૩)

સં૦ ૧૪૪૬ના વૈશાખ વદિ ૧૧ ને બુધવારે બ્રહ્માણ-ગચ્છીય ભટ્ટારક શ્રીમદનપ્રભસૂરિના પટ્ટધર શ્રીભદ્રેશ્વરસૂરિ, તેમના પટ્ટધર શ્રીવિજયસેનસૂરિ, તેમના પટ્ટધર શ્રીરત્નાકરસૂરિ, તેમના પટ્ટધર શ્રીહેમતિલકસૂરિએ પૂર્વ ગુરુઓના કલ્યાણ માટે રંગમંડપ કરાવ્યો.

૨૩. જીરાવલા

(૧૧૪)

તે શ્રીશાંતિ જિનેશ્વર ભગવાનની ભક્તિ કરનારાઓને માટે અત્યંત કલ્યાણ માટે થાઓ........સુદિ ૫ ને બુધવાર ..........ની પુત્રી તારાદેવીએ, પોતાના પુત્રો જયતસિંહ અને નરસિંહ, તેના પુત્રના નિમિત્તે અને આત્મકલ્યાણ માટે.......શ્રીદેવકુલિકા કરાવી. અને તેની શ્રીઅભયદેવ-સૂરિના...........પ્રતિષ્ઠા કરી.

(૧૧૫)

સં૦ ૧૩૫૪ના અષાડ વદિ ૮ ગુરુવારે ઉપકેશજ્ઞાતીય સંઘવી આંબડના પુત્ર જગસીહનાં પુત્ર અદાની ભાર્યા ઉદયશ્રીના પુત્ર મતંણે શ્રીપાર્શ્વનાથ ભ૦ના મંદિરમાં દેવ-

કુલિકા કરાવી અને તેની શ્રીધર્મઘોષસૂરિના પટ્ટધર શ્રીધર્મ-તિલકસૂરિએ પ્રતિષ્ઠા કરી.

(૧૧૬)

શ્રીતિલકસૂરિના પુણ્યાર્થે શ્રીઆદિનાથ ભ૦ની દેવ-કુલિકા શ્રીભદ્રેશ્વરસૂરિએ કરાવી,

(૧૧૭)

સં. ૧૪૦૧ના જેઠ સુદિ ૧૦ને બુધવારે મૂલ નામના નક્ષત્ર અને સિદ્ધિ નામના યોગમાં ઉપકેશજ્ઞાતીય ચીચટ-ગોત્રના વીસટવંશમાં શા. સંલખણના પુત્ર આજડના પુત્ર શા ગોસલના પુત્ર શા દેસલની ભાર્યા ભોલીના પુત્રો શા. સહજ, શા. સાહણ, શા. સતર અને મહલની ભાર્યા શા. ભાવલદેના પુત્રો સંઘવી ધન્ના, સં. કડુઆ, શા. ભીખા, અને બહેન [ સા ? ] કર વગેરે સમગ્ર સાથે સાધ્વી ભાવલ-દેવીએ પોતાના કલ્યાણ માટે ઉપકેશગચ્છીય શ્રીકક્કુદા-ચાર્યસંતાનીય શ્રીકક્કસૂરિના પટ્ટાલંકાર શ્રીદેવગુપ્તસૂરિના ઉપદેશથી શ્રીપાર્શ્વનાથ ભ૦ના મંદિરમાં દેવકુલિકા કરાવી.

(૧૧૮)

સં. ૧૪૦૫ના માગસર સુદિ ૧ને સોમવારે શ્રી. શ્રીમાલજ્ઞાતીય પિતા અજયસી અને માતા લાખલદેના કલ્યાણ માટે પુત્ર ધરણાકે શ્રીશાંતિનાથ ભ૦નું બિંબ બ્રાહ્મણગચ્છીય શ્રીબુદ્ધિસાગરસૂરિના ઉપદેશથી ભરાવ્યું

(૧૧૯)

આ પાર્શ્વનાથ ભ૦ સમગ્ર સાત ફણાઓ વડે જગત અને સંઘના મનુષ્યોનું (સાત) ભયો અને (સાત) નરકથી રક્ષણ કરે છે, તે તમારું રક્ષણ કરો (૧)

સં. ૧૪૧૧ના ચૈત્ર વદિ ૭ને બુધવારે અનુરાધા નક્ષત્રમાં બૃહદ્ગચ્છીય શ્રીદેવેન્દ્રસૂરિના...............વગેરે પરિવાર સાથે...........શ્રીપાર્શ્વનાથ ભ૦ની પરિકરયુક્ત દેવકુલિકા જીરાપલ્લીય શ્રીરામચંદ્રસૂરિએ કરાવી.

જ્યાં સુધી આ ભૂમિમાં મેરુ પર્વત સ્થિર છે અને આકાશમાં જ્યાં સુધી સૂર્ય અને ચંદ્રમા તપે છે ત્યાં સુધી આ દેવકુલિકા જય પામો.

(૧૨૦)

શ્રીપાર્શ્વનાથ ભગવાન સમગ્ર સાત ફણાઓ વડે જગત્ અને સંઘના મનુષ્યોનું (સાત) ભયો અને (સાત) નરકથી રક્ષણ કરે છે, તે તમારું રક્ષણ કરો. (૧)

સં. ૧૪૧૨ ના...............વદિ ૧ ના સ્વાતિ નક્ષત્રમાં બૃહદ્ગચ્છીય શ્રીદેવેન્દ્રસૂરિના પટ્ટધર શ્રીજિનચંદ્રસૂરિના પટ્ટાલંકારમાં હાર સમા શ્રીરામચંદ્રસૂરિએ આત્મકલ્યાણ માટે શ્રીપાર્શ્વનાથ ભ૦ની દેવકુલિકા કરાવી.

જ્યાં સુધી આ ભૂમિમાં મેરુ પર્વત સ્થિર છે અને આકાશમાં જ્યાં સુધી સૂર્ય અને ચંદ્રમા તપે છે ત્યાં સુધી આ દેવકુલિકા જય પામો. સકલ સંઘ અને જીરાપલ્લીના ગચ્છનું શુભ–કલ્યાણ થાઓ.

(૧૨૧)

સં. ૧૪૧૨ ના...............વદિ ૪ ને બુધવારે કૃત્તિકા-નક્ષત્રમાં ઉપકેશજ્ઞાતીય વ્યાપારી અભયપાલની ભાર્યા રાજલ-દેવીના પુત્ર વ્યા...............પુત્રો ડૂંગર, પાલ્હા, દોલ્હા વગેરે સમગ્ર કુટુંબ સાથે શ્રીપાર્શ્વનાથ ભ૦ના મંદિરમાં સમગ્ર કુટુંબના કલ્યાણ માટે શ્રીવિજયસેનસૂરિના શિષ્ય

શ્રીરત્નાકરસૂરિના ઉપદેશથી શ્રીશાંતિનાથ ભ૦ ની દેવકુલિકા કરાવી.

(૧૨૨)

જય અને અભ્યુદયથી કલ્યાણ થાઓ. પ્રતિષ્ઠ રાજાના અને સુસીમાના પુત્ર ભગવાન શ્રીપદ્મપ્રભ જિનેશ્વર રાતા પદ્મની પાખડી જેવા જણાય છે તે (તમારું) રક્ષણ કરો.

સંવત્ ૧૪૨૦ ના કાર્તિક સુદ ૫ ને રવિવારે હસ્ત નક્ષત્રમાં કોડીનાર નગરના રહેવાસી મોઢજ્ઞાતીય અને આગમિકગચ્છના ભક્ત સુશ્રાવક ઠ ............................ની ભાર્યા આક્ષેયદેના કલ્યાણ માટે શ્રીપાર્શ્વનાથ ભ૦ના મંદિરમાં (પ્રતિષ્ઠા) કરાવી.

(૧૨૩)

સંવત ૧૪૨૪ના વૈશાખ વદિ ૩ ને ગુરુવારે વરણઉદ્રના રહેવાસી ઉપકેશજ્ઞાતીય વ્યાપારી કર્મણની ભાર્યાઓ કરમાદે અને લખમાદેની સાથે પિતા-માતાના કલ્યાણ માટે બૃહદ્ગચ્છના વાદી શ્રીદેવસૂરિએ શ્રીપાર્શ્વનાથ ભ૦ ના મંદિરમાં દેવકુલિકા કરાવી.

(૧૨૪)

કલ્યાણકારી જય અને ઉન્નતિના શ્રેયવડે ચંદ્ર કમલમાં..............

સં૦ ૧૪૬૨ના વૈશાખ સુદિ ૫ ને શુક્રવારે ઉપકેશજ્ઞાતીય વાઘાના રહેવાસી....શ્રેષ્ઠી માનદેવની ભાર્યા આજૂના પુત્રો વસુમાન, આસધર, વંસપાલની ભાર્યા વાલ્હૂના પુત્ર ણુચંદા, જયતા........પુત્ર મહણસિંહે શ્રીપાર્શ્વનાથ મંદિરમાં મહણના પૂર્વજોના કલ્યાણ માટે દેવકુલિકા કરાવી અને ઉપકેશગચ્છના કક્કસૂરિએ (પ્રતિષ્ઠા કરાવી?).

(૧૨૫)

સં. ૧૪૭૪ના શ્રાવણ સુદિ ૫ ને શનિવારે ખરતર-પક્ષીય ભંડારી લૂણાના સંતાનમાં ભં૦ દૂલા અને હાપલના સંતાનમાં ભં૦ મૂલાના પુત્ર ભં૦ ભીમા, હીરુણ, વાલ્હણ .......મ૦ હીરા....

(૧૨૬)

સં ૧૪૮૧ના વૈશાખ સુદિ ૩ના દિવસે બૃહત્તપા પક્ષના ભટ્ટારક શ્રીરત્નાકરસૂરિની (પાટે) અનુક્રમે શ્રીઅભય-સિંહસૂરિના પટ્ટધર શ્રીજયતિલકસૂરિના પટ્ટાલંકાર ભટ્ટારક શ્રીરત્નસિંહસૂરિના ઉપદેશથી શ્રીવીસલનગરના રહેવાસી પોર-વાડવંશના અલંકારસમા શ્રેષ્ઠી ખેતસિંહના પુત્ર શ્રે૦ દેદલના પુત્ર શ્રે૦ ખોખાની ભાર્યા સં૦ પ્રીતલદેવી–આ બંનેની પુત્રી-ઓ સં૦ સાદા, સં હીદા, સં૦ સૂદ્રી, સં૦ લાખા અને સં૦ સિંહા નામની વગેરેએ (દેવકુલિકા) કરાવી.

( ૧૨૭–૧૨૮ )

સં૦ ૧૪૮૧ના વૈશાખ સુદિ ૩ ના દિવસે બૃહત્-તપાપક્ષીય ભટ્ટારક શ્રીરત્નાકરસૂરિના અનુક્રમે ભટ્ટારક શ્રી-જયતિલકસૂરિના પટ્ટાલંકાર ગચ્છનાયક શ્રીરત્નસિંહસૂરિના ઉપદેશથી વીસલનગરના રહેવાસી, પોરવાડ વંશમાં અલંકાર સમા શ્રેષ્ઠી ખેતસિંહના પુત્ર શ્રે૦ દેદલના પુત્ર શ્રે૦ ખોખાની પત્ની સં૦ પ્રીતલદેવી–એ બંનેની પુત્રીઓ સં૦ સાદા, સં૦ હીદા, સં૦ સૂદ્રી, સં૦ લાખા, સં૦ સિંધા નામના વગેરેએ પોતાના કલ્યાણ માટે આ તીર્થમાં ત્રણ દેવકુ-લિકાઓ કરાવી. પં૦ ગુણસમુદ્રગણિ શ્રીપાર્શ્વનાથ ભ૦ને પ્રણામ કરે છે.

(૧૨૯)

સં૦ ૧૪૮૨ના ફાગણ..........ને રવિવારે ઉપકેશ-જ્ઞાતીય સં૦ સહુકલની ભા૦..............શ્રીઆદિનાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની અંચલગચ્છના જયકીર્તિસૂરિ.............એ પ્રતિષ્ઠા કરી.

(૧૩૦-૧૩૧-૧૩૨)

સં૦ ૧૪૮૩ના ભાદરવા વદિ ૭ ગુરુવારે શ્રીતપગચ્છ-નાયક શ્રીદેવસુંદરસૂરિના પટ્ટધર દુર્ધર ચારિત્રને ધારણ કરનાર શ્રીસોમસુંદરસૂરિ, મુનિસુંદરસૂરિ, જયચંદ્રસૂરિ, ભુવન-સુંદરસૂરિના ઉપદેશથી કલવર્ગા ઓશવાલવંશીય શા ધણસી-હના સંતાનમાં શા. જયતાની ભાર્યા બાઈ તિલકૂના પુત્રો સંઘવી સમરસી અને સં૦ મોખસીએ જીરાવલાના મંદિરમાં દેવકુલિકા કરાવી

(૧૩૩)

સં૦ ૧૪૮૩ના ભાદરવા વદિ ૭ ને ગુરુવારે શ્રીતપાગચ્છ-નાયક શ્રીદેવસુંદરસૂરિના પટ્ટધર શ્રીસોમસુંદરસૂરિ, શ્રીમુનિ-સુંદરસૂરિ, શ્રીજયચંદ્રસૂરિ, શ્રીભુવનસુંદરસૂરિના ઉપદેશથી, શ્રીકલવર્ગાનગરમાં ઓશવાલજ્ઞાતીય અને કટારિયા ગોત્રના કોઠારી છાહડ અને સામંતના સંતાનમાં કો૦ નરપતિની ભાર્યા દેમાઈના પુત્રો સંઘવી તુકદે, પાસદે, પૂનસી, મૂલા—એ બધાએ જીરાવલા મંદિરમાં દેવકુલિકા કરાવી

મારું શ્રેષ્ઠ ગોત્ર કટારિયા છે. મારા પિતા તાઊં અને માતા દેબાઈ છે શ્રીઢીલજ મેડતા માત્રની પોષાળમાં શ્રી-સોમસુંદર(સૂરિ) ગુરુ છે અને એ ગુરુઓને વંદનીય એવા દેવો છે

(૧૩૪)

સં૦ ૧૪૮૩ના ભાદરવા વદિ ૭ ને ગુરુવારે શ્રીતપાગચ્છનાયક શ્રીદેવસુંદરસૂરિના પટ્ટધર શ્રીસોમસુંદરસૂરિ, શ્રીમુનિસુંદરસૂરિ, શ્રીજયચંદ્રસૂરિ, શ્રીભુવનસુંદરસૂરિના ઉપદેશથી શ્રીકલવર્ગાનગરમાં ઓસવાલજ્ઞાતીય અને વરાહડીયા ગોત્રમાં શા. ઝીઝાના સંતાનમાં સા૦ ઊદાની ભાર્યા બાઈ છીતૂના સુત સંઘવી આસપાલે શ્રીજીરાવલ્લાના મંદિરમાં દેવકુલિકા કરાવી.

(૧૩૫)

સં૦ ૧૪૮૩ના ભાદરવા વદિ ૭ ને ગુરુવારે શ્રીતપાગચ્છનાયક શ્રીદેવસુંદરસૂરિના પટ્ટધર શ્રીસોમસુંદરસૂરિ, શ્રીમુનિસુંદરસૂરિ, શ્રીજયચંદ્રસૂરિ, શ્રીભુવનસુંદરસૂરિના ઉપદેશથી શ્રીકલવર્ગાનગરમાં નાહરગોત્રના ઓસવાલજ્ઞાતીય શા. છીગાના સંતાનમાં શા. ઉદયસિંહની ભાર્યા વામલદેના પુત્ર શા. પદમસીએ જીરાવલાના મંદિરમાં ચોકી કરાવી.

(૧૩૬)

સં૦ ૧૪૮૩ના ભાદરવા વદિ ૭ ને ગુરુવારે શ્રીતપાગચ્છનાયક શ્રીદેવસુંદરસૂરિના પટ્ટધર શ્રીસોમસુંદરસૂરિ, શ્રીમુનિસુંદરસૂરિ, શ્રીજયચંદ્રસૂરિ, શ્રીભુવનસુંદરસૂરિના ઉપદેશથી કલવર્ગાનગરમાં ઓસવાલજ્ઞાતીય સાવલગોત્રના શા. ધણસિંહના સંતાનમાં સં૦ માલાની ભાર્યા સં૦ પૂનાઈના પુત્રો જગસિંહ, સં૦ ખોખટની ભાર્યા બાઈ હીરૂના પુત્ર કમલસિંહે શ્રીજીરાવલાભવનમાં દેવકુલિકા કરાવી. બાઈ કસ્તૂર.

(૧૩૭)

સં૦ ૧૪૮૩ના ભાદરવા વદિ ૭ ને ગુરુવારે શ્રીતપ-

ગચ્છનાયક શ્રીદેવસુંદરસૂરિના પટ્ટધર શ્રીસોમસુંદરસૂરિ, શ્રીમુનિસુંદરસૂરિ, શ્રીજયચંદ્રસૂરિ, શ્રીભુવનસુંદરસૂરિના ઉપદેશથી કલવર્ગાનગરમાં ઓસવાલજ્ઞાતીય મંત્રી મહુસીના સંતાનમાં સંઘવી રતનની ભાર્યા બાઈ વીરૂના પુત્ર સં૦ આમસિંહે શ્રીજીરાવલા ભવનમાં દેવકુલિકા કરાવી

શા. આમસિંહના પુત્રો ગુણરાજ અને સહસરાજ હતા.

(૧૩૮)

સં૦ ૧૪૮૩ના ભાદરવા વદિ ૭ ને ગુરુવારે શ્રીકૃષ્ણર્ષિગચ્છમાં તપાપક્ષમાં શ્રીપુણ્યપ્રભસૂરિના પટ્ટધર ગચ્છનાયક શ્રીજયસિહસૂરિના ઉપદેશથી છામૂકીગોત્રના ઓશવાલવંશીય ચોધરી રત્નસિંહના પુત્ર રાણા, તેના પુત્ર પૂનસિંહની ભાર્યા પૂનસિરિ, શા. ધર્મસીંહની ભાર્યા વીઈના પુત્ર ભંડારી ધનુરાજે શ્રીજીરાવલા મંદિરમાં ચોકીનું શિખર કરાવ્યું

(૧૩૯)

સં૦ ૧૪૮૩ના ભાદરવા વદિ ૭ ને ગુરુવારે શ્રીતપાગચ્છનાયક શ્રીદેવસુંદરસૂરિના પટ્ટધર શ્રીસોમસુંદરસૂરિ, શ્રીમુનિસુંદરસૂરિ, શ્રીજયચંદ્રસૂરિ, શ્રીભુવનસુંદરસૂરિના ઉપદેશથી કલવર્ગાના રહેવાસી સોનીહરગોત્રના ઓશવાલજ્ઞાતીય સંઘવી ખેતસીના પુત્ર સં૦ પોલા, સં૦ નહણુસીના પુત્રો સં૦ કરણુસી, સં૦ પાસવીર, અને ઠીબહિની ભાર્યા તિલકૂએ શ્રીજીરાવલાના મંદિરમાં ચોકીનું શિખર કરાવ્યું.

(૧૪૦)

સં. ૧૪૮૩ના ભાદરવા વદિ ૭ ને ગુરુવારે શ્રીધર્મઘોષગચ્છીય શ્રીમલયચંદ્રસૂરિના પટ્ટધર શ્રીવિજયચંદ્રસૂરિના ઉપદેશથી નાહરગોત્રના ઓશવાલવંશમાં શા આલ્હાના

પુત્ર સાલ્હાની ભાર્યા મણિબાઈના પુત્ર સંઘવી રત્નસિંહના પુત્ર કલવર્ગાના રહેવાસી પાસરાજે શ્રીજીરાવલાના મંદિરમાં ચોકીનું શિખર કરાવ્યું.

(૧૪૧)

સં. ૧૪૮૩ના ભાદરવા વદિ ૭ ને ગુરુવારે શ્રીકૃષ્ણર્ષિગચ્છીય તપાપક્ષમાં શ્રીપુણ્યપ્રભસૂરિના પટ્ટધર ગચ્છનાયક શ્રીજયસિંહસૂરિના ઉપદેશથી કલવર્ગાના રહેવાસી ગાંધી ગોત્ર અને ઓશવાલવંશીય શા. ઢાલુના પુત્ર સંઘવી લહંગના પુત્ર શા. આમાની ભાર્યા પોમાઈના પુત્ર શા. અજેસીના ભાઈ સં. આસુએ શ્રીજીરાવલાના મંદિરમાં ચોકીનું શિખર કરાવ્યું.

(૧૪૨)

સં. ૧૪૮૩ના ભાદરવા વદિ ૭ ને ગુરુવારે શ્રીમલધારી ગચ્છના શ્રીમતિસાગરસૂરિના પટ્ટધર શ્રીવિદ્યાસાગરસૂરિના ઉપદેશથી કલવર્ગાના રહેવાસી ગાંધી ગોત્રના શા. દલહના પુત્ર શા. પોમાના પુત્ર સંસૂઆની ભાર્યા સંઘવિણી રાજૂના પુત્રો ઓશવાલજ્ઞાતીય તુકદે અને સહિદેએ શ્રીજીરાવલાના મંદિરમાં ચોકીનું શિખર કરાવ્યું.

(૧૪૩)

સં. ૧૪૮૩ના ભાદરવા વદિ ૭ ને ગુરુવારે શ્રીતપાગચ્છનાયક શ્રીદેવસુંદરસૂરિ, શ્રીસોમસુંદરસૂરિ, શ્રીમુનિસુંદરસૂરિ, શ્રીજયચંદ્રસૂરિ, શ્રીભુવનસુંદરસૂરિના ઉપદેશથી કલવર્ગાનગરમાં શ્રીમાલજ્ઞાતીય ઠાકુર ડૂંગરની ભાર્યા ચંપાઈના પુત્રો ઠા. સાખસી અને રત્નસિંહે શ્રીજીરાવલાના મંદિરમાં ચોકીનું શિખર કરાવ્યું.

(૧૪૪)

સં ૧૪૮૩ના વૈશાખ વદિ ૧૩ ને ગુરુવારે ઓશવાલ વંશમાં દુધડશાખામાં અંચલગચ્છીય શ્રીજયકીર્તિસૂરિના ઉપદેશથી શા લખમશી, શા ભીમલ, શા દેવલ, શા. સારંગ શા ઝાઝાની ભાર્યા બાઇ મેઘૂ, શા. પૂજા, અને ભજા વગેરેએ દેરી કરાવી.

(૧૪૫)

સં ૧૪૮૩ના વૈશાખ વદિ ૧૩ ને ગુરુવારે ઓશવાલવંશીય દુધડશાખામાં અંચલગચ્છીય શ્રીજયકીર્તિસૂરિના ઉપદેશથી શા લખમશી, શા ભીમલ, શા. દેવલ, શા. સારંગના પુત્ર શા ઢોસાની ભાર્યા લખમાદે, શા. ચાંપા, શા. ડૂંગર શા. મોખા વગેરેએ દેરી કરાવી.

(૧૪૬)

સં૦ ૧૪૮૩ના પ્રથમ વૈશાખ સુદિ ૧૩ ને ગુરુવારે શ્રીઅંચલગચ્છમાં મેરુતુંગસૂરિના પટ્ટધર શ્રીજયકીર્તિસૂરીશ્વરના ઉપદેશથી શા. સારંગની ભાર્યા પન્નાપદે, તેના પુત્ર ઢોસાની ભાર્યા લખમાદે, શા ચાંપા, શા. ડૂંગર, સા૦ સારંગના પુત્ર શા ઝાંઝાની ભાર્યા કઉતિગદેના પુત્ર શા. પૂજા-વગેરે-એ દેવગુરુના પ્રસાદથી બે દેરી કરાવી.

(૧૪૭-૧૪૮-૧૪૯)

સં૦ ૧૪૮૩ના પ્રથમ વૈશાખ સુદિ ૧૩ ને ગુરુવારે અંચલગચ્છીય શ્રીમેરુતુંગસૂરિના પટ્ટધર ગચ્છાધીશ્વર શ્રી-જયકીર્તિસૂરીશ્વર ગુરુના ઉપદેશથી પાટણના રહેવાસી ઓશવાલજ્ઞાતીય મીઠડીયા શા. સંગ્રામના પુત્ર શા. સલખણના પુત્ર શા તેજાની ભાર્યા તેજલદે-તેમના પુત્રો શા.

ડીડા, શા. ખીમા, શા. ભૂરા, શા. કાલા, શા. ગાંગા, શા. ડીડાના પુત્રો શા. નાગરાજ, શા. કાલાના પુત્રો શા. પાસા, શા. જીવરાજ શા. જિણુદાસ, શા. તેજા, બીજા ભાઈ શા. નરસિંહની ભાર્યા કાઉતિગદે–એ બંનેના પુત્રો શા. પાસદત્ત અને દેવદત્તે શ્રીજીરાવલા પાર્શ્વનાથના મંદિરમાં દેવગુરુના પ્રસાદથી ત્રણ દેરી કરાવી.

(૧૪૯ લેખાંકમાં વિશેષ હકીકત)—શા. ડીડાના પુત્ર શા. નાગરાજની ભાર્યા નારંગદેવીએ પોતાના અને કુટુંબના કલ્યાણ માટે દેરી કરાવી.

(૧૫૦)

સં. ૧૪૮૩માં અંચલગચ્છીય મેરુતુંગસૂરિના પટ્ટધર ગચ્છાધીશ્વર શ્રીજયકીર્તિસૂરિના ઉપદેશથી મીઠડીયા [ગોત્રના] શા....શા. નરસિંહ.... શ્રાવિકા રૂડીએ આત્મકલ્યાણ માટે દેરી કરાવી.

(૧૫૧)

સં. ૧૪૮૩ના પ્રથમ વૈશાખ સુદિ ૧૩ ને ગુરુવારે શ્રીખરતરગચ્છીય ભટ્ટારક શ્રીજિનરાજસૂરિના પટ્ટધર શ્રીજિનવર્દ્ધનસૂરિના ઉપદેશથી શા. ઈશ્વરના પુત્રો શા. મૂંધરાજ, શા. મેઘા તેમજ મીઠડીયા સાજાની ભાર્યા વેજલદેના પુત્રો ચંપુની પુત્રી ગુરી, તેના બે પુત્રો શા. મીલા અને શા. સૂરિએ આત્મકલ્યાણ માટે દેરી કરાવી.

(૧૫૨)

સં. ૧૪૮૩ના વૈશાખ સુદિ ૧૩ ને ગુરુવારે અંચલગચ્છીય શ્રીમેરુતુંગસૂરિના પટ્ટધર ગચ્છાધીશ્વર શ્રીજયકીર્તિસૂરિના ઉપદેશથી મીઠડીયા શા. તેજા ભાર્યા તેજલદે–એ

બંનેના પુત્રો શા. ડીડા, શા ખીમા, શા ભૂરા, શા. કાલા, શા. ગાંગા, શા. ડીડાના પુત્ર શા નગરાજ, શા. કાલાના પુત્રો શા. પાસા, શા જીવરાજ, શા. જિણદાસ, શા. ખીમા ભાર્યા ખીમાદેવીએ પોતાના અને કુટુંબના કલ્યાણ માટે દેરી કરાવી.

(૧૫૩)

સં૦ ૧૪૮૩ના પ્રથમ વૈશાખ સુદિ ૧૩ ને ગુરુવારે શ્રીઅંચલગચ્છીય શ્રીમેરુતુંગસૂરિના પટ્ટધર ગચ્છાધીશ્વર શ્રીજયકીર્તિસૂરિના ઉપદેશથી શ્રીશ્રીમાલજ્ઞાતીય સ્તંભતીર્થ (ખંભાત)ના રહેવાસી પરીખ અમરાની ભાર્યા માઊ-એ બંનેના પુત્રો પ૦ ગોપાલ, પ૦ રાઉલ, પ૦ છોલાની ભાર્યા હચકૂની પુત્રી શા. પૂનાની ભાર્યા ઉંદી, પ૦ સોમા, પ૦ રાઉલના પુત્ર ભોજા, પ૦ સોમાના પુત્ર આસા અને હચકૂએ આત્મકલ્યાણ માટે દેરી કરાવી.

(૧૫૪)

સં૦ ૧૪૮૩ના ભાદરવા વદિ ૭ ને ગુરુવારે તપાગચ્છનાયક ભટ્ટારક શ્રીદેવસુંદરસૂરિના પટ્ટાલંકાર શ્રીસોમસુંદરસૂરિ, શ્રીમુનિસુંદરસૂરિ, શ્રીજયચંદ્રસૂરિ, શ્રીભુવનસુંદરસૂરિ–શ્રીદેવસુંદરસૂરિના ઉપદેશથી દેવગિરિના રહેવાસી શ્રીમાલજ્ઞાતીય............. પુત્ર ઠ૦............... ગણરાજ........... .......નાગરાજ...... .......કલ્યાણ માટે શિખર કરાવ્યું.

(૧૫૫)

સં૦ ૧૪૮૩માં તપાગચ્છમાં સૂર્યસમા શ્રીદેવસુંદરસૂરિના પટ્ટાલંકાર ભટ્ટારક શ્રીસોમસુંદરસૂરિ, મુનિસુંદરસૂરિ, શ્રીજયચંદ્રસૂરિના ઉપદેશથી પોગિલીપુરીના રહેવાસી સંઘવી રૂલાના પુત્ર સં૦ વત્સરાજ........................કલ્યાણાર્થે

રંગમંડપ કરાવ્યો.

(૧૫૬)

સં૦ ૧૪૮૩ના વૈશાખ સુદિ ૧૩ ના દિવસે તપાગચ્છમાં સૂર્યસમા શ્રીદેવસુંદરસૂરિના પટ્ટાલંકાર ભટ્ટારક પ્રભુ શ્રીસોમસુંદરસૂરિ, શ્રીમુનિસુંદરસૂરિ, શ્રીજયચંદ્રસૂરિના ઉપદેશથી સ્તંભતીર્થ ( ખંભાત )ના રહેવાસી શેઠ રુડાના પુત્ર સંઘવી...............પુત્ર શા. મેઘરાજ, તેની ભાર્યા ઝટ...................કલ્યાણાર્થે દેરી ( ની આગળ રંગમંડપ અથવા દેરીનું શિખર કરાવ્યું હોય એમ લાગે છે )

(૧૫૭)

સં૦ ૧૪૮૩ના ભાદરવા વદિ ૭ ને ગુરુવારે શ્રીતપાગચ્છનાયક શ્રીદેવસુંદરસૂરિના પટ્ટધર શ્રીસોમસુંદરસૂરિ, શ્રીમુનિસુંદરસૂરિ, શ્રીજયચંદ્રસૂરિ, શ્રીભુવનસુંદરસૂરિના ઉપદેશથી ખંભાતના રહેવાસી ઓશવાલજ્ઞાતીય સોની નરીઆના પુત્ર સોની લખમશીની ભાર્યા સોની માલ્હણદેવીએ શ્રીજીરાવલાના મંદિરમાં ચોકીનું શિખર કરાવ્યું.

(૧૫૮)

સં૦ ૧૪૮૩ના ભાદરવા વદિ ૭ ને ગુરુવારે શ્રીતપાગચ્છનાયક શ્રીદેવસુંદરસૂરિના પટ્ટધર શ્રીસોમસુંદરસૂરિ, શ્રીમુનિસુંદરસૂરિ, શ્રીજયચંદ્રસૂરિ, શ્રીભુવનસુંદરસૂરિના ઉપદેશથી કલાવર્ગાના રહેવાસી ઓશવાલજ્ઞાતીય શા. માંડણ, શા. ........ પૂર્વજે શ્રીજીરાવલાના મંદિરમાં (દેવકુલિકા) કરાવી.

(૧૫૯)

સં૦ ૧૪૮૩ ના ભાદરવા વદિ ૭ ને ગુરુવારે ઠા૦ વીરાની ભાર્યા વીમલદેના પુત્ર..............સોનાજી.

(૧૬૦)

સં૦ ૧૪૮૭ના પોષ સુદિ ૨ ને રવિવારે શ્રીઅંચલગચ્છીય શ્રીમેરુતુંગસૂરિના પટ્ટધર ગચ્છનાયક શ્રીજયકીર્તિસૂરિના ઉપદેશથી શ્રીદાત્રયના રહેવાસી પોરવાડજ્ઞાતીય શા. ભાડાના પુત્ર શા ઝામટની ભાર્યા ..............

(૧૬૧)

સં૦ ૧૪૮૭ના પોષ સુદિ ૨ ને રવિવારે શ્રીતપાગચ્છીય શ્રીદેવસુંદરસૂરિના પટ્ટધર શ્રીસોમસુંદરસૂરિ, શ્રીમુનિસુંદરસૂરિ, શ્રીજયચંદ્રસૂરિ, શ્રીજિનસુંદરસૂરિના ઉપદેશથી શ્રીપાટણના રહેવાસી પોરવાડજ્ઞાતીય શા.......ના પુત્ર શા નાથુ, શા મેઘાના પુત્રો રૂપચંદ, ભીમા અને ખીમાના કલ્યાણ માટે (રંગમંડપ) કરાવ્યો

(૧૬૨)

સં૦ ૧૪૮[૭ ?]...........શ્રી સોમસુંદરસૂરિ, શ્રીમુનિસુંદરસૂરિ, શ્રીજયચંદ્રસૂરિ, શ્રીભુવનસુંદરસૂરિ, શ્રીજિનસુંદરસૂરિના ધર્મોપદેશથી સ્તંભતીર્થ (ખંભાત)ના રહેવાસી વિજયપાલના પુત્ર સોની જગસિંહના પુત્ર સો૦ ગુણપતિના પુત્ર સોની કાલાકે દેરીની આગળ કલ્યાણ અર્થે રંગમંડપ કરાવ્યો

(૧૬૩)

સં૦ ૧૪૮૭ના ચૈત્ર વદિ ૬ ને સોમવારે શ્રીસાધુપૂર્ણિમાગચ્છના મંડન શ્રી...........ચંદ્રસૂરિ ગચ્છનાયક સુવિહિત ચક્રવર્તી પૂજ્ય શ્રીરામચંદ્રસૂરિમંડન ગણિ બાલચંદ્ર, મુનિ નયચંદ્ર, મુનિ વિનયરત્નની સાથે સંઘાધિપતિ સોની

ધનરાજ વગેરે સંઘની સાંનિધ્યે શ્રીપાર્શ્વનાથ ભ૦ના ચરણમાં ત્રણે કાળ નમસ્કાર થાઓ...........

દેવશ્રી જીરાવલાના સેવક મહારાજ સહસા નમસ્કાર કરે છે.

(૧૬૪)

સં૦ ૧૪૯૨ના પોષ વદિ ૧૦ ને બુધવારે શ્રીચંદ્રગચ્છમાં તપા ભટ્ટારક શ્રીજયશેખરસૂરિના પટ્ટધર શ્રીવયરસેણસૂરિના પટ્ટધર શ્રીહેમતિલકસૂરિના પટ્ટધર શ્રીરત્નશેખરસૂરિના પટ્ટધર શ્રીપૂર્ણચંદ્રસૂરિના પટ્ટધર પ્રગટપણે શ્રેષ્ઠ એવા શ્રીરત્નસાગરસૂરિ વગેરે પરિવારની સાથે શ્રીહેમહંસસૂરિએ શ્રીપાર્શ્વનાથ ભ૦ ને ભક્તિપૂર્વક વાંદતાં તેઓ હમેશાં પ્રણામ કરે છે. પુણ્યપ્રભગણિ, વજમેરુગણિ, લક્ષ્મીસાગરમુનિ, યતિ પં૦ રત્નસુંદર ગણિની યતિની વગેરે. ચ૦ નાલ્હાના પુત્ર ચ૦ ઠાકુરસિંહ સંઘમાં આવ્યા.

(૧૬૫)

સં૦ ૧૪૯૨ના માગશર વદિ ૧૪ ને રવિવારે ધંધાવંશના કુળમાં આડની ભાર્યા બાઈ અહવદેની પુત્રી બાઈ અમકૂએ શિખર કરાવ્યું. તેની હમેશાં ઓલગ–સેવા કરે છે.

(૧૬૬)

સં૦ ૧૪૯૨ના...........ભટ્ટારક શ્રીજયશેખરસૂરિ....... નારચંદ્ર, વૂછા ગણિ, દિનશેખર...........નાથ હમેશાં પ્રણામ કરે છે.

(૧૬૭)

સ્વસ્તિશ્રી સં૦ ૧૪૯૩ના માગશર સુદિ ૯ ને બુધવારે શ્રીઅમદાવાદના રહેવાસી મંત્રી જેસંગના પુત્ર મં. માડા,

સીઠા, રતના વગેરે એ મંદિર કરાવ્યું........

(૧૬૮)

સં૦ ૧૪૯૫ના ફાગણ માસમાં તપાગચ્છના બૃહત-પૌષધ [શાખીય ?] શ્રીજયશેખરસૂરિ.......પં. શિવકુમાર... ......ગણિ હમેશાં (પ્રણામ કરે છે)........ભાજઈ નેહલે શ્રીજીરાવલા મંદિરમાં........

(૧૬૯)

સં૦ ૧૪૯૭ના ચૈત્ર સુદિ ૧૫ના દિવસે શ્રીધર્મઘોષ-ગચ્છમાં ભ૦ શ્રીપદ્મસૂરિના શિષ્ય............શિષ્ય મુનિ પદ્મસાગર.

(૧૭૦)

સ્વસ્તિ સં૦ ૧૫૦૮ના અષાઢ સુદિ ૧૨ ને શનિવારે સૂ૦ ડાલા, સુહુડા નરસી, ભીમા, માંડણ, સાંડા, ઓપા, મેરા, મોકલ, પાંચા અને સૂરા હમેશાં કુટુંબ સહિત અષ્ટાંગ પ્રણામ કરે છે.

(૧૭૧)

સં૦ ૧૫૧૫ના ફાગણ સુદિ ૮ ને શનિવારે શ્રીતળા-જાના રહેવાસી શ્રીમાલજ્ઞાતીય ઠક્કુર છજૂની ભાર્યા સરસઈના પુત્રો પિતા અરજણ અને માતા મીણુંના પુત્રો ઠ૦ વીસા અને ચૂડાએ શ્રીશાંતિનાથ ભ૦ જેમાં મુખ્ય છે એવો ચતુર્વિં-શતિપટ્ટ કરાવ્યો અને તેની શ્રીપૂર્ણિમાપક્ષીય શ્રીસાધુરત્ન-સૂરિના પટ્ટધર શ્રીસાધુસુંદરસૂરિના ઉપદેશથી વિધિપૂર્વક સંઘે પ્રતિષ્ઠા કરાવી.

(૧૭૨)

સં૦ ૧૫૩૩ના પોષ સુદિ ૧૦ ને સોમવારે શ્રેષ્ઠી

આંઝણુની ભાર્યા સ્યાણીના પુત્ર વાઘાની ભાર્યા હરખૂના પુત્ર ધર્મશી, નરશી, ભાઈ ધાવાની ભાર્યા ઉમાદેના પુત્રો હરદાસ અને સુહતાની સાથે હમેશાં પ્રણામ કરે છે.

(૧૭૩)

સં૦ ૧૫૩૪ના વૈશાખ સુદિ ૧૦ ને સોમવારે શ્રીકોરંટ-ગચ્છીય શ્રીનન્નાચાર્યસંતાને શ્રીકક્કસૂરિના પટ્ટધર.......

(૧૭૪)

સં૦ ૧૫૩૪ના ચૈત્ર વદિ ૧૦ના દિવસે સંઘવી સાંડા શા.......મૂલસિંગ, શા. ખરસિંગના પુત્ર શા. નીલ્હા, પુના, સાહલા ગોત્રના પુત્ર લુણુ અને લખમણુ.

(૧૭૫)

સં૦ ૧૫૩૪ના ચૈત્ર વદિ ૧૦ ને ગુરુવારે શ્રીધર્મઘોષ-ગચ્છમાં નાહરગોત્રીય સં૦ સીડની સાથે શા. લાલાના પુત્ર લીલાના પુત્ર રાયમલ, પુત્ર ઠાકર.

(૧૭૬)

સં૦ ૧૮૫૧ના અષાડ સુદિ ૧૫ના દિવસે સકલ પંડિત શિરોમણિ પં૦ જિણેંદ્રસાગર ગણિના શિષ્ય પં. આગમ-સાગરના શિષ્ય પં૦ લો......સાગરના શિષ્ય દોલતસાગરના શિષ્ય પં૦ પ્રમુખ શ્રીજ્ઞાનસાગર મહારાજ પં૦ શ્રીસંઘસાગર ગણિ...................પં૦ દલપતસાગર પં૦ ખાંતિસાગર કેસર...........તપાગચ્છીય...........

(૧૭૭)

સં૦ ૧૮૫૧ના અષાડ સુદિ ૧૫ ને દિવસે સકલભટ્ટારક પુરંદર ભટ્ટારક....,..........સૂરીશ્વરે જીરાવલા પાર્શ્વનાથ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો. જીર્ણોદ્ધાર કરાવવા માટે રૂ.

૩૦૧૧૧) ખરચીને જીરાવલાથી ખીલ લીધું. વના, કો. ફૂલા, શા.......આસૂ, નરસંઘ...........શા જયતા, શા. રામજી, શા........થકુ....કામ કરાવ્યું. જો સીહરંગ ભાપૂ રાજા જીવો.

(૧૭૮)

**૧૪. ભાંમરાઃ**

સં૦ ૧૪૨૨ના અષાડ વદિ ૧૧ ને ગુરુવારે રાય શ્રી-વરસલના પુત્રો સ૦ નરસી, રાઉલ, જેતાના પુત્ર જાજા.... ભુમિનું દાન કર્યું.

(૧૭૯)

સં૦ ૧૫૨૫ના મહા વદિ ૧૧ ને મંગળવારે ઓશ-વાલવંશીય સાંહૂ સખાના ગોત્રમાં શા. સઉદ્રની ભાર્યા સોનલદેના પુત્ર દેવદત્તે, ભાયા રત્નાઈના પુત્ર શા હર્ષાની સાથે રત્નાઈના પુણ્યાર્થે શ્રીવિમલનાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની ખરતરગચ્છીય શ્રીજિનસુંદરસૂરિના પટ્ટધર શ્રીજિનહર્ષસૂરિએ પ્રતિષ્ઠા કરી.

(૧૮૦)

સં૦ ૧૫૪૪ના મહા સુદિ ૧૩ ને રવિવારે ઓશવાલ-વંશીય કર્મદિયાગોત્રના શા દેવાના પુત્ર શા. ધીરાની ભાર્યા ધીરાદેના પુત્ર શા સોનપાલે, ભાર્યા પૂતલિના પુત્ર શા મેઘરાજની સાથે પોતાના પુણ્યાર્થે શ્રીશીતલનાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની ખરતરગચ્છીય શ્રીજિનસાગરસૂરિના પટ્ટધર શ્રીજિનસુંદરસૂરિના પટ્ટધર શ્રીજિનહર્ષસૂરિ ગુરુએ પ્રતિષ્ઠા કરી.

(૧૮૧)

સં૦ ૧૫૬૩ના વૈશાખ સુદિ ૬ ને શનિવારે શ્રીરત્નં-

ભતીર્થ [ખંભાતના] રહેવાસી ઓશવાલજ્ઞાતીય સોની જિણીઆની ભાર્યા ભાચીના પુત્ર સો૦ જીવાની ભાર્યા નામે જીવાદેએ, પુત્રો વછા, સંગ્રામ, મેઘજી વગેરે કુટુંબની સાથે શ્રીપદ્મપ્રભસ્વામીનું બિંબ ભરાવ્યું અને તેની તપાગચ્છીય શ્રીહેમવિમલસૂરિએ પ્રતિષ્ઠા કરી.

(૧૮૨)

સં૦ ૧૫૭૯ના ફાગણ સુદિ ૫ ને સોમવારે વૃદ્ધ-શાખીય ઓશવાલજ્ઞાતીય શા. ઠાકરશીની ભાર્યા પચીના પુત્રો વરદ અને હાસા; તેમાં વરદની ભાર્યા જીવણિના પુત્રો સંગ્રામ, તેજા, લહુઆ, નાંકીયા, ગાંગા, નરપતિ અને હાંસા, તેની ભાર્યા લીલાદેના પુત્ર આણંદે, કમલશી અને ભૂપતિના પુણ્યાર્થે શ્રીશીતલનાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની શ્રીઆગમગચ્છના ભટ્ટારક શ્રીશિવકુમારસૂરિએ ચતુર્વિંશતિ-પટ્ટમાં પ્રતિષ્ઠા કરી. સાઈઆ સે. ૯। ૧૧ [૭]
મહેસાણાના રહેવાસી........

શ્રીવિજયદાનસૂરિએ પ્રતિષ્ઠા કરી.

૧૫. રેવદરઃ

(૧૮૩)

સં૦ ૧૨૬૧ના જેઠ સુદિ ૧૩ ને મંગળવારે શ્રેષ્ઠી વીસલે માતા શ્રીમતીના કલ્યાણ માટે ભ૦ મહાવીરસ્વામીનું બિંબ ભરાવ્યું.

(૧૮૪)

સં૦ ૧૫૦૩ના માગશર સુદિ ૬ ને દિવસે પોરવાડ-જ્ઞાતીય હાપાની ભાર્યા હીમાદેની પુત્રી શ્રાવિકાએ શ્રીસુમ-

૭ આ અંકો પ્રતિમાના વજનનો નિર્દેશ કરે છે.

તિનાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની તપાગચ્છીય શ્રીજય-ચંદ્રસૂરિએ પ્રતિષ્ઠા કરી.

(૧૮૫)

સં૦ ૧૭૭૪ના મહા સુદિ ૪.........................

૧૬. સેલવાડા :

(૧૮૬)

સં૦ ૧૫૧૮ના ફાગણ વદિ ૬ના દિવસે પાટણના રહેવાસી પોરવાડજ્ઞાતીય શ્રેષ્ઠી રણસિંહના ભાર્યા વાછૂના પુત્ર ચાંપાએ ભાર્યા માંકડિના પુત્રો ભોગા અને ભોજાદિ કુટુંબ સાથે પોતાના કલ્યાણ માટે શ્રીનેમનાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની તપાગચ્છીય શ્રીરત્નશેખરસૂરિના પટ્ટધર શ્રીલક્ષ્મી-સાગરસૂરિએ પ્રતિષ્ઠા કરી

(૧૮૭)

સં૦ ૧૫૧૯ના અષાડ સુદિ ૧ ને સોમવારે ગેહડીના રહેવાસી શ્રીશ્રીમાલજ્ઞાતીય શ્રેષ્ઠી મૂંજાની ભાર્યા શ્રીના પુત્ર નાનાકે, ભાર્યા દૂણીની સાથે પિતાના કલ્યાણ માટે શ્રીશ્રેયાંસ-નાથ ભ૦નું બિંબ પૂર્ણિમાપક્ષીય શ્રીગુણધીરસૂરિના ઉપદેશથી ભરાવ્યું અને તેની વિધિપુર્વક પ્રતિષ્ઠા કરી.

(૧૮૮)

સં૦ [૧૫ ?] ૨૮ ના વૈશાખ વદિ ૫ ને ગુરુવારે લીલાપુરના રહેવાસી શ્રીબ્રહ્માણગચ્છના શ્રીશ્રીમાલજ્ઞાતીય શ્રેષ્ઠી ભુભચની ભાર્યા ગુરીના પુત્ર સરવણની ભાર્યા ટમકૂના પુત્રો ધર્મા અને ઊંદા, કાકા જૂઠા—એ બધાએ શ્રીધર્મનાથ ભ૦નો ચતુર્વિંશતિ પટ્ટ કરાવ્યો અને તેની શ્રીવિમલસૂરિના પટ્ટધર ભટ્ટારક શ્રીબુદ્ધિસાગરસુરિએ પ્રતિષ્ઠા કરી

(૧૮૯)

સં૦ ૧૭૪૫ના વૈશાખ સુદિ ૩ના દિવસે શ્રીઋષભદેવ ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની શ્રીપૂજ્ય શ્રીસકલચંદ્રજીએ પ્રતિષ્ઠા કરી.......................

૧૭. લોરલઃ

(૧૯૦)

સં૦ ૧૫૫૭ના વૈશાખ સુદિ ૧૦ ને બુધવારે શ્રી-શ્રીમાલજ્ઞાતીય સોની ગણુાની ભાર્યા ધનીના પુત્ર સો૦ આણું-દની ભાર્યા નામે ફદીએ, પુત્રો સો૦ ગદા, સો૦ જીવા વગેરે કુટુંબ સાથે કલ્યાણુ માટે શ્રીચંદ્રપ્રભસ્વામીનું બિંબ પૂર્ણિ-માગચ્છીય શ્રીગુણુતિલકસૂરિના ઉપદેશથી ભરાવ્યું અને તેની બારસદ્ધિ (બારસદ) ગામમાં વિધિપૂર્વક પ્રતિષ્ઠા કરી.

(૧૯૧)

સં૦ ૧૫૭૧ના માહ વદિ ૨ ના દિવસે રોહિડાના રહેવાસી પોરવાડજ્ઞાતીય ગા. જાવડની ભાર્યા...........ની પુત્રી નામે જાનીએ શ્રીઆદિનાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની શ્રીસૂરિએ પ્રતિષ્ઠા કરી.

(૧૯૨)

સં૦ ૧૬૪૪ના જેઠ સુદિ ૧૨ ને સોમવારે શ્રાવિકા જસમાદેએ શ્રીકુંથુનાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની તપાગચ્છાધિરાજ શ્રીહીરવિજયસૂરિના પટ્ટધર શ્રીવિજયસેન-સૂરિએ પ્રતિષ્ઠા કરી.

(૧૯૩)

સં૦ ૧૭૬૧ના વૈશાખ વદિ ૧ ગુરુવારે શ્રીસ્તંભતીર્થ (ખંભાત)ના રહેવાસીએ શ્રીપાર્શ્વનાથ ભ૦નું બિંબ ભરાવ્યું

અને તેની તપાગચ્છીય શ્રીજ્ઞાનવિમલસૂરિએ પ્રતિષ્ઠા કરી

૧૮. કુંભારિયાજી:

(૧૯૪)

સં૦ ૧૨૯૬ના શ્રાવણ સુદિ ૫ ને ગુરુવારે શ્રીઅર્બુદાચલની ઉપર મંત્રી શ્રીલૂણસિંહની વસહિમાં શ્રીનેમિનાથ દેવના..................મંત્રી...................મંત્રી મહણસિંહ વગેરે મંત્રી શ્રીતેજપાલની ભાર્યા મં. શ્રીઅનુપમા દેવીના ..................મૂક્યું

૧૯. ઉણાદ્રા:

(૧૯૫)

સં૦ ૧૨૫૯ના જેઠ સુદિ ૧૫ ને મંગળવારે પૂંની શ્રાવિકાએ આત્મકલ્યાણ માટે શ્રીનેમિનાથ ભ૦ની પ્રતિમા ભરાવી અને તેની શ્રીમુનિચંદ્રસૂરિના શિષ્ય પં૦ શ્રીચારિત્રપ્રભે પ્રતિષ્ઠા કરી.

(૧૯૬)

સં૦ ૧૩૮૫ના ફાગણ સુદિ ૫ ને મંગળવારે લાખણ.... ..............ની સાથે શ્રીદેવચંદ્રસૂરિના ઉપદેશથી શ્રીપાર્શ્વનાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની શ્રીસૂરિએ પ્રતિષ્ઠા કરી.

(૧૯૭)

સં૦ ૧૪૭૬માં ઉકેશજ્ઞાતીય મંત્રી સારંગની ભાર્યા સહજલદેના પુત્ર ડુંગરે-જેનું બીજું નામ રૂપા છે તેણે, પોતાના કલ્યાણ માટે શ્રીશાંતિનાથ ભ૦નુ બિંબ ભરાવ્યું અને તેની શ્રીસિદ્ધસૂરિએ પ્રતિષ્ઠા કરી.

(૧૯૮)

સં૦ ૧૪૮૫ ના વૈશાખ સુદિ ૮ ને સોમવારે પોરવાડ-જ્ઞાતીય શ્રેષ્ઠી લોલાની ભાર્યા બહૂના પુત્ર સારંગે, પોતાની ભાર્યા રત્નૂની સાથે માતા-પિતાના કલ્યાણ માટે અને કાકા સાજણ નિમિત્તે શ્રીઆદિનાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની પૂર્ણિમાપક્ષીય ભટ્ટારક શ્રીજયચંદ્રસૂરિના ઉપદેશથી વિધિપૂર્વક પ્રતિષ્ઠા કરી.

(૧૯૯)

સં૦ ૧૪૮૯ ના અષાડ વદિ ૧૦ ના દિવસે વૃદ્ધગ્રામ (વડગામ ?) ના પોરવાડ વ્યાપારી ગાંગાની ભાર્યા માલ્હણદેના પુત્ર વ્યા૦ સોનપાલે, ભાર્યા સાહગદેના પુત્ર વનાદિની સાથે પોતાના કલ્યાણ માટે શ્રીઅજિતનાથ ભ૦ નું બિંબ ભરાવ્યું અને તેની શ્રીતપાગચ્છનાયક શ્રીસોમસુંદરસૂરિએ પ્રતિષ્ઠા કરી.

( ૨૦૦ )

સં. ૧૫૦૧ના અષાડ સુદિ—ને રવિવારે હડાદ્રા ( ના રહેવાસી ) સં૦ વાછાની ભાર્યા સારૂના પુત્ર સં૦ જીવા.... દાસ, સીંહા અને વેલા વગેરેએ શ્રીસિદ્ધચક્ર યંત્ર અને પાદુકા કરાવી.

( ૨૦૧ )

શ્રેષ્ઠી મૂલ્હણની ( કરાવેલી ) મૂર્તિ.

સં૦ ૧૫૩૨ ના વૈશાખ વદિ ૨ ને ગુરુવારે સીપલ-ગામમાં સમતલસંઘે શ્રીપાર્શ્વનાથ ભ૦ નો પરિકર બનાવ્યો.

(૨૦૨)

સં. ૧૫૩૬ કારતક સુદિ ૨ ના દિવસે પોરવાડજ્ઞાતીય વ્યાપારી માંડણની ભાર્યા હાંસૂના પુત્ર વ્યા. રાણાકે, પોતાની ભાર્યા લખમી અને પુત્ર ખના વગેરે કુટુંબની સાથે શ્રી-સુમતિનાથ ભ૦ નું બિંબ ભરાવ્યું અને તેની તપાગચ્છીય.... પ્રતિષ્ઠા કરી

(૨૦૩)

સં૦ ૧૫૪૦ ના વૈશાખ સુદિ ૩ના દિવસે પોરવાડ-જ્ઞાતીય વ્યાપારી પાંચાની ભાર્યા શંભૂના પુત્ર વ્યા. લાંપાકે, તેમના ભાઈઓ વ્યા ચેલા, લુંભા, ભત્રીજાઓ લાલા, શોભા અને ચાઈ વગેરે કુટુંબની સાથે પોતાના અને પૂર્વજોના કલ્યાણ માટે શ્રીશાંતિનાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની તપાગચ્છીય શ્રીલક્ષ્મીસાગરસૂરિએ પ્રતિષ્ઠા કરી.

(૨૦૪)

સં૦ ૧૫૪૫ના જેઠ વદિ ૧૧ ને રવિવારે પોરવાડ-જ્ઞાતીય સં૦ શીખરે (પોતાના) પુણ્યાર્થે શ્રીપદ્મપ્રભસ્વામીનું બિંબ (ભરાવ્યું) અને તેની તપાગચ્છીય શ્રીસુમતિસાધુ-સૂરિએ પ્રતિષ્ઠા કરી

(૨૦૫)

સં૦ ૧૫૬૩ ના પોષ વદિ ૫ ને રવિવારે શ્રીશ્રીમાલ-જ્ઞાતીય વ્ય૦ નરસિંઘના પુત્ર વ્યાપારી રાજાની ભાર્યા રાજલદેના પુત્ર વ્યા૦ ડીડાની ભાર્યા નાગલદેના પુત્ર ધાગાની ભાર્યા ભાવલદેએ પોતાના કલ્યાણ માટે શ્રીશીતલનાથ ભ૦નું બિંબ શ્રીઅંચલગચ્છીય શ્રીભાવસાગરસૂરિના ઉપદેશથી ભરાવ્યું અને તેની પુનાસા ગામમાં શ્રીસંઘે પ્રતિષ્ઠા કરી.

(૨૦૬)

સં૦ ૧૫.............................
રાજસીહની ભાર્યા મધોહરિ—તેમના નિમિત્તે અને પોતાના કલ્યાણ માટે શ્રીવિમલનાથ ભ૦નું બિંબ વીજડલિ ગામમાં અંચલગચ્છીય શ્રીજયકેસરસૂરિ ( ના ઉપદેશથી ભરાવ્યું ).

(૨૦૭)

પં૦ શ્રીજીવણ સોમજીના શિષ્ય તીર્થસોમે લખ્યું. સં૦ ૧૮૫૪ના વૈશાખ વદિ ૩ ના દિવસે સીલ્હાજી કેસરાણીની પુત્રી દદ.........................

(૨૦૮)

આ લેખમાં ત્રૂટક અક્ષરો છે, તે મૂળ મુજબ સમજવા.

(૨૦૯)

સં૦ જોગાની ભાર્યા રાભલદેના પુત્ર સં૦..........
.......અરુના પુત્ર સોમાની ભાર્યા.................
..............................શ્રી સાઢ સમવસરણ સ્થાપ્યું.

૨૦. માલગામઃ

(૨૧૦)

સં૦ ૧૪૯૨ના......સુદિ ૫ ના દિવસે પોરવાડજ્ઞાતીય ...........ડૂંગરે ભાર્યા..........એ બંનેની સાથે પોતાના કલ્યાણ માટે શ્રીઅજિતનાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને શ્રીકોરંટગચ્છીય ભટ્ટારક શ્રીનન્નસૂરિએ પ્રતિષ્ઠા કરી.

(૨૧૧)

સં૦ ૧૪૯૧ના માહ સુદિ ૫ ને બુધવારે પોરવાડ-જ્ઞાતીય વ્યાપારી લખમણની ભાર્યા રૂદી, તેના પુત્ર સેખાની

ભાર્યા સહજલદેએ આત્મકલ્યાણ માટે શ્રીઆદિનાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની શ્રીબ્રહ્માણગચ્છીય ભટ્ટારક શ્રીઉદય-પ્રભસૂરિએ પ્રતિષ્ઠા કરી

(૨૧૨

સં૦ ૧૫૪૫ના..........ધના સુંદરલાલ...............
..............રાજા સાસા ..............

(૨૧૩)

સં૦ ૧૫૪૫ના બાણ શા..............................
........................પુત્ર શ્રીચંદ લાલજી...................

(૨૧૪)

સં૦ ૧૫૪૫...............

(૨૧૫)

સં૦ ૧૫૫૯ના માહ સુદિ ૧૪ ને દિવસે પોરવાડજ્ઞાતીય શા ગોસલની ભાર્યા વાછૂના પુત્ર ભરમાએ, ભાર્યા રૂખમિણિના પુત્રો લખા, વીજા, ગહિંદા વગેરેની સાથે પોતાના કલ્યાણ માટે શ્રીપદ્મપ્રભસ્વામીનું બિંબ ભરાવ્યું અને તેની તપાગચ્છીય શ્રીહેમવિમલસૂરિએ પ્રતિષ્ઠા કરી

(૨૧૬)

સં૦ ૧૬૨૫ના જેઠ સુદિ ૧૫ ને ગુરુવારે શ્રીસુમતિ-નાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની તપાગચ્છીય શ્રીહેમ વિમલસૂરિએ પ્રતિષ્ઠા કરી

૨૧. પામેરાઃ

(૨૧૭)

સં૦ ૧૫૧૬ના કાર્તિક વદિ ૨ ને સોમવારે શામી

ગામના શ્રીશ્રીમાલજ્ઞાતીય વ્યાપારી કાન્હાની ભાર્યા નામે રાલૂએ, પુત્રો ગહિગા, ભોજા, ગજા અને ચાંપા વગેરે કુટુંબની સાથે આત્મકલ્યાણ માટે જીવતસ્વામી શ્રીસુવિધિનાથ ભ૦ નું બિંબ ભરાવ્યું અને તેની પૂર્ણિમાપક્ષીય શ્રીસુનિતિલકસૂરિના પટ્ટધર શ્રીરાજતિલકસૂરિના ઉપદેશથી શ્રીસૂરિએ પ્રતિષ્ઠા કરી.

(૨૧૮)

૨૨. પાલડી:

સં૦ ૧૯૫૭ના અષાઢ સુદિ ૫ ને દિવસે તપાગચ્છીય પં૦ શ્રી..................

ડુંગર, સુંજાલ..............................

(૨૧૯)

અષાઢ સુદિ ૬ ના દિવસે વર્ષગાંઠ. ચૈત્ર વદિ ૪ ને દિવસે શ્રીપાર્શ્વજિનેશ્વર ભ૦નું ચ્યવનકલ્યાણક. પોષ વદિ ૧૦ દિવસે શ્રીપાર્શ્વનાથ ભ૦નું જન્મ કલ્યાણક....૧૧ ના દિવસે શ્રીપાર્શ્વનાથ ભ૦નું દીક્ષા કલ્યાણક. ચૈત્ર વદિ ૪ દિવસે શ્રીપાર્શ્વનાથ ભ૦નું જ્ઞાન કલ્યાણક. શ્રાવણ સુદિ ૮ દિવસે શ્રીપાર્શ્વનાથ ભ૦નું મોક્ષ કલ્યાણક.

૨૩. ટોકરા:

(૨૨૦)

સં૦ ૧૯૫૭ ના કાર્તિક વદિ ૫ દિવસે પં૦ ડાહાના શિષ્ય નયકુશલ, જશકુશલ, જ્ઞાનકુશલે યાત્રા કરી છે. (લખનાર) પ્રેમસાગર.

૨૪. સીરોડી :

( ૨૨૧ )

સં૦ ૧૯૩૦ના વૈશાખ વદિ ૭ ને બુધવારે શ્રીમૂલ (શ્રીમાલ) સત્યધર્માએ શ્રીસંઘ કરાવ્યો. (કાઢ્યો).

૨૫. સણુવાડા :

( ૨૨૨ )

સં૦ ૧૫૭૬ના અષાડ સુદિ ૯ ને રવિવારે કા વ્યાપારી નીસલની ભાર્યા નાગૂ, તેના પુત્ર કેલ્હાની ભાર્યા અખૂ, તેના પુત્રો ભીમા અને તેજા, તેમાં ભીમાની ભાર્યા રુખમણિએ અને તેજાની ભાર્યા તારૂએ પોતાના કુટુંબના કલ્યાણ માટે શ્રીપાર્શ્વનાથ ભ૦ નું બિંબ હમીરપુર ગામમાં ભરાવ્યું અને તેની પૂર્ણિમાપક્ષીય ક૦ (કછોલીવાલ) ભટ્ટારક શ્રીવિદ્યાસાગર-સૂરિના પટ્ટધર આચાર્ય શ્રીલક્ષ્મીતિલકસૂરિના ઉપદેશથી પ્રતિષ્ઠા કરાવી.

( ૨૨૩ )

સં૦ ૧૬૫૭ના સુદિ ૩ના દિવસે શ્રીપેથાએ પ્રતિમા ભરાવી અને તેની તપાગચ્છીય શ્રીવિજયદાનસૂરિના શિષ્ય શ્રીહીરવિજયસૂરિએ પ્રતિષ્ઠા કરી.

૨૬. મેડા :

( ૨૨૪ )

સં૦ ૧૦૭૪ વૈશાખ સુદિ ૪ ના દિવસે શાહ........

( ૨૨૫ )

સં૦ ૧૫૩૨ના વૈશાખ સુદિ ૧૨ ને ગુરુવારે કેરગામના રહેવાસી પોરવાડજ્ઞાતીય વ્યાપારી સોમાની ભાર્યા સોનલદેના પુત્ર વ્યા લાખાએ પોતાની ભાર્યા લણમાદે, તેમના પુત્રો વ્યા. લુપા, લુંભા, જેસા અને પેથા વગેરે કુટુંબની સાથે પોતાના કલ્યાણ માટે શ્રીશાંતિનાથ ભ૦ નું બિંબ ભરાવ્યું અને તેની શ્રીતપાગચ્છીય શ્રીલક્ષ્મીસાગરસૂરિએ પ્રતિષ્ઠા કરી.

(૨૨૬)

સં૦ ૧૫૩૬ના માહ વદિ ૫ ને રવિવારે પોરવાડજ્ઞાતીય શા. મૂજાના પુત્ર શા. સાલ્હા સુશ્રાવકે ભાર્યા વીરણિના પુત્ર શા. નાલ્હાદિ પરિવારની સાથે શ્રીકુંથુનાથ ભગવાનનું બિંબ ભરાવ્યું અને તેની શ્રીજિનભદ્રસૂરિના પટ્ટધર ખરતરગચ્છ-નાયક શ્રીજિનચંદ્રસૂરિએ પ્રતિષ્ઠા કરી.

(૨૨૭)

સં૦ ૧૫૩૭ના જેઠ વદિ ૮ ને શનિવારે વ્યાપારી કાજાની ભાર્યા મધૂના પુત્ર લાણાકે, ભાઈ હાજા (ની ભાર્યા) હાંસલદે, પોતાની (લાણાકની) ભાર્યા બીંતૂ વગેરે કુટુંબ સાથે શ્રીસુવિધિનાથ ભ૦ નું બિંબ ભરાવ્યું અને તેની તપાગચ્છીય શ્રીલક્ષ્મીસાગરસૂરિએ પ્રતિષ્ઠા કરી.

(૨૨૮)

સં૦ ૧૫૫૨ના વૈશાખ સુદિ ૫ ને સોમવારે નાંદિઆ ગામના રહેવાસી વ્યાપારી વાછાની ભાર્યા સુહાસિણિના પુત્ર વ્યા. ટીલ્હાએ, પોતાની ભાર્યા રાંભૂ, તેમના પુત્ર કાજા વગેરે કુટુંબની સાથે પોતાની માતામહી હમીરી વગેરેના કલ્યાણ માટે શ્રીઆદિનાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની તપાગચ્છાધિરાજ શ્રીસુમતિસાધુસૂરિના પટ્ટધર શ્રીહેમવિમલ-સૂરિએ પ્રતિષ્ઠા કરી.

(૨૨૯)

૧. શ્રીમહાવીર જિનનું બિંબ. ૨. શ્રીકુંથુનાથ ભ૦ નું બિંબ. ૩. શ્રીધર્મનાથ ભ૦ નું બિંબ. ૪. શ્રીશાંતિનાથ ભ૦ નું બિંબ.

૨૭. હમીરગઢ :

(૨૩૦)

સં. ૧૨૧૯ના અષાડ સુદિ ૧૦ ને રવિવારના દિવસે શ્રેષ્ઠી..........એ ચોવીસ તીર્થંકરોનો આરસનો પટ્ટ કરાવ્યો અને તેની શ્રીચંદ્રસિંહસૂરજીએ પ્રતિષ્ઠા કરી

(૨૩૧)

સં૦ ૧૩૪૬ના ફાગણ સુદિ ૨ ને સોમવારના દિવસે શેઠ બોહડિની ભાર્યા અચ્છિણિના પુત્ર લોગાની ભાર્યા કડૂના પુત્ર સમધરની ભાર્યા લાડીના પુત્ર પૂંનમાલની બે સ્ત્રીઓ–૧ ચાંપલ, ૨ તાલ્હૂ–તેમના પુત્રો દેવપાળ, મદન, કર્મસિંહ, શેઠ આસપાલ, તેમાં આસપાલની ભાર્યા લલત–તેઓએ પોતાનાં માતા-પિતાના કલ્યાણ માટે શ્રીશાંતિનાથ ભગવાનની ઊભી મૂર્તિ કરાવી અને તેની શ્રીચંદ્રસિંહસૂરિની પરંપરાના શ્રીપૂર્ણચંદ્રસૂરિના શિષ્ય શ્રીવર્ધમાનસૂરિએ પ્રતિષ્ઠા કરી.

(૨૩૨)

સં૦ ૧૩૪૬ના ફાગણ સુદિ ૨ ને સોમવારના દિવસે બોહડિની ભાર્યા અચ્છિણિના પુત્ર લોગાની ભાર્યા કડૂના પુત્ર શેઠ સમધરની ભાર્યા લાડીના પુત્ર પૂંનમાલની બે સ્ત્રીઓ–૧ ચાંપલ, ૨ તાલ્હૂ–તેમના પુત્રો દેવપાલ, મદન, કર્મસિંહ, આસપાલ, તેમાં આસપાલની ભાર્યા લલત–તેઓએ શ્રીઅજિતનાથ ભગવાનની ઊભી મૂર્તિ કરાવી, અને તેની શ્રીચંદ્રસિંહસૂરિની પરંપરાના શ્રીપૂર્ણચંદ્રસૂરિના શિષ્ય શ્રીવર્ધમાનસૂરિએ પ્રતિષ્ઠા કરી.

(૨૩૩)

સં૦ ૧૫૫૦ના માહ સુદિ ૪ ને મંગલવારના દિવસે

શ્રીપાટણના રહેવાસી ઓસવાલજ્ઞાતીય ભીલડીયા શા. રાજાના પુત્ર શા. મહિરાજના પુત્ર શા. વચ્છાના પુત્ર દેવકરણની ઓલગ-સેવા. તેની સાથે આવેલા મિત્ર........(અધારૂ) રીડાની ઓલગ. ઓસવાલજ્ઞાતીય વહોરા પૂંજાના પુત્ર અમીપાલના પુત્ર કુરાની ઓલગ. શ્રીશ્રીમાલજ્ઞાતીય સંઘવી હાસાના પુત્ર સંઘવી અદાની ઓલગ. સંવત ૧૫૫૦ ના ફાગણ સુદિ ૧ ના દિવસે નિણેરવાના પુત્ર સોની સમરાના પુત્ર સોની સામા........(ની ઓલગ).

(૨૩૪)

સ્વસ્તિ શ્રી સં૦ ૧૫૫૨ના પોષ વદિ ૭ ને સોમવારના દિવસે શ્રી બૃહત્તપાગચ્છીય ભટ્ટારક શ્રીધર્મરત્નસૂરિના ઉપદેશથી શ્રીસ્તંભતીર્થ-ખંભાતના રહેવાસી શ્રીવીશાઓસવાલજ્ઞાતીય શા. નાથાની ભાર્યા બાઈ હેમીની પુત્રી જીવીના પતિ શિવા-તે બાઈ જીવીએ પોતાની ફઈબા આદિ કુટુંબના કલ્યાણ માટે શ્રીજીરાવલી પાર્શ્વનાથ ભગવાનના મંદિરમાં બે ગોખલા કરાવ્યા.

(૨૩૫)

સં૦ ૧૫૫૨ના ચૈત્ર સુદિ ૭ ને સોમવારે............ (આજ ? શ્રી) પાટણનિવાસી સંઘવી થામાની પુત્રી બાઈ કરમીની પુત્રી બાઈ નાથી શ્રી શ્રી...................

(૨૩૬)

સં. ૧૫૫૬ના વૈશાખ સુદિ ૧૩ ને રવિવારે પોર-વાડજ્ઞાતીય સંઘવી વાછાની ભાર્યા સંઘવણ વીજલદેના પુત્ર સંઘવી કાન્હાની સ્ત્રીઓ-૧ કુતિગદે, ૨ જાંણિ, ૩ દેસી તેના પુત્ર સંઘવી રત્નપાલની ભાર્યા કરમાઈએ પોતાના

પતિના કલ્યાણ માટે બૃહત્તપાગચ્છીય શ્રીઉદયસાગરસૂરિના ઉપદેશથી શ્રીજીરાવલા પાર્શ્વનાથ ભગવાનના મંદિરમાં દેરી કરાવી સંઘવણ કરમાઇની પુત્રી માંગી પ્રણામ કરે છે. સંઘવી કાન્હાની પુત્રી........(પ્રક્રમતી?)ની પુત્રી કરમાઇ હમેશાં પાર્શ્વનાથ ભગવાનને પ્રણામ કરે છે.

(૨૩૭)

સં૦ ૧૫૫૬ બીજા જ્યેષ્ઠ સુદિ ૧ ને શુક્રવારે મહારાજશ્રી રાણાજીની કૃપાથી પોરવાડજ્ઞાતીય સંઘવી સમરાની ભાર્યા પદમાઇના પુત્રરત્ન સંઘવી દેવા આદિ પોતાના કુટુંબથી યુક્ત સંઘવી સચવીરે પોતાના કલ્યાણ માટે શ્રીજગન્નાથ (જીરાવલા પાર્શ્વનાથ ભગવાન) ના મંદિરમાં દેરી કરાવી અને તેની ભટ્ટારક પ્રભુ શ્રીહેમવિમલસૂરિજીએ પ્રતિષ્ઠા કરી.

(૨૩૮)

નંબર ૪૬ ·




સ્વસ્તિ શ્રી રાજસાહેબજી શ્રીજેતસિંહજી તથા કુંવરજી શ્રીઅચલસિંહજીના શાસનમાં, ગામ મીરપુરમાં ચાર જિન-

---

૮. નાંદિયાના ઠાકોર, સિરોહી રાજ્યના તદ્દન નજીકના ભાયાત છે, નાંદિયા અમુક ગામનો તાલુકો છે. હમીરગઢનું આ સ્થાન અત્યારે નાંદિયાના ઠાકોરના તાબામાં નથી. સિરોહી રાજ્યમાં આલસા કરાયું છે.

મંદિરો તથા બગીચો છે. તે જમીન અર્પણ કરી દીધી છે. મંદિરો અને બગીચાની ચાર દિશાની વિગત આ પ્રમાણે છે:—

૧. પૂર્વ દિશામાં મોટું મંદિર શ્રીગોડીપાર્શ્વનાથ સ૦નું છે.

૨. પશ્ચિમ દિશામાં શ્રીમહાદેવજીના મંદિર તથા વાળા (નાલા) સુધી.

૩. દક્ષિણ દિશામાં શ્રીમાતાજીની ટેકરી તથા ડુંગરાવા ટેકરી સુધી.

૪. ઉત્તર દિશામાં આડાની ટેકરી તથા વાળા (નાલા) સુધી.

ઉપર પ્રમાણેની જમીન, કિંમત રૂા. ૭૧) અંકે એકોતેર રૂપિયા ભીલાડી (ગામ)માં રોકડા લઈને આપી છે. માટે આ જમીન તથા બગીચો શ્રીમંદિરજીની મિલકત છે, તેને કોઈ ઉત્થાપન કરશે (ઝૂંટવી લેશે) તેને સારણેશ્વરજી[૯] પૂછશે. (સારણેશ્વરજી તેની ખબર લેશે.)

પોતે કે બીજાઓએ દાન કરેલ ભૂમિ વગેરેનો જે લોપ કરે છે—પાછી ઝૂંટવી લે છે, તેવા માણસો સૂર્ય, ચંદ્ર વિદ્યમાન રહે ત્યાં સુધી નરકમાં રહે છે.

સં૦ ૧૯૫૯ના જેઠ વદિ ૮ તા. ૧૯ મે, ૧૯૦૩ ઈસ્વીસન.

દઃ કારકુન સા. ભેરાના છે. દઃ જેતસીંગજી.

શાખ ૧ કોઠારી તેજા પનાજીની છે. દઃ તેજાના છે.

---

૯. શ્રીસારણેશ્વરજી મહાદેવને સિરોહીના રાજવંશીય ચૌહાણ રાજપૂતો પોતાના કુળદેવ—ઈષ્ટદેવ માને છે.

શાખ ૧ નેમા વજીંગની છે. પોતાના હુકમથી.

શાખ ૧ શા. જીવા તેજાજીની છે.

શાખ ૧ શા. ગુલાબચંદ લખમાજી. શ્રીજીના હુકમથી (ઉપર જણાવેલ મીરપુરનાં ચાર જિનમંદિરો અને ધર્મશાલા સહિત બગીચો વગેરેનો વહીવટ, શેઠશ્રી કલ્યાણજી પરમાનંદજીની પેઢી મુઃ સિરોહીની કમિટિ તથા પંચ મહાજન કરે છે.)

૨૮. ગોહલીઃ

(૨૩૯)

સં૦ ૧૨૧૩ વૈશાખ સુદિ ૯.... .. ........પુત્ર મહામહાલ નીતિમાન્..............પાલ્હણુ તેજપાલે અહીં વિતપદેવ ...........પ્રથમ ઉદ્યુક્ત રવિ અને ચંદ્રમા,....સુહડ મુ જમણુ, ગોસુતની સાખે................ ...

(૨૪૦)

સં૦ ૧૨૪૫ના વૈશાખ સુદિ ૧ ને સોમવારે ગોહવલિ (ગોહલિ) ના રહેવાસી રા રણધવલ, રા મુંજલ દેવી દીંપડાએ આપ્યું અંપકુમાર................ ..........

જે કોઈ (આજ્ઞા) લોપે તેને ગાળ ચડે. જેમલ માતાએ ........આપ્યું.

(૨૪૧)

૨૯ કોસરઃ

સં૦ કા૦ મં૦... ........મેહાજલે શ્રીવાસુપૂજ્ય ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની શ્રીહીરવિજયસૂરિએ સં૦ ૧૬૩૨માં પ્રતિષ્ઠા કરી.

(૨૪૨)

સં૦ ૧૬૮૩ના અષાડ વદિ ૪ ને ગુરુવારે શ્રીદેવ-પાટણના રહેવાસી સોરઠીઆ જાતિના મંત્રી પાંચાની ભાર્યા રંભાના પુત્ર રાજપાલે, ભાર્યા રજાદેની સાથે, કલ્યાણ માટે શ્રીસુમતિનાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને તેની શ્રીતપાગચ્છીય ભટ્ટારક શ્રીવિજયસેનસૂરિના પટ્ટધર ભ૦ શ્રીવિજયદેવસૂરિએ પ્રતિષ્ઠા કરી.

(૨૪૩)

સં૦ ૧૭૨૧ના જેઠ સુદિ ૩ ને રવિવારે મહારાજાધિરાજ શ્રીઅખયરાજજીના વિજયી રાજ્યમાં શ્રીસીરોહીનગરના રહેવાસી પોરવાડજ્ઞાતીય વૃદ્ધશાખીય સં૦ મેહાજલની ભાર્યા કલ્યાણદેના પુત્ર સં૦ કમાની ભાર્યા કેશરદેના પુત્રરત્ન સં૦ ઉદયભાણે શ્રીઆદિનાથ ભ૦નું બિંબ ભરાવ્યું અને તપાગચ્છીય ભટ્ટારક શ્રીહીરવિજયસૂરિના શિષ્ય ભ૦ શ્રીવિજય-સેનસૂરિના શિષ્ય ભ૦ શ્રીવિજયતિલકસૂરિના શિષ્ય ભ૦ શ્રીવિજયાનંદસૂરિના પટ્ટપ્રભાવક શ્રીવિજયરાજસૂરિએ પ્રતિષ્ઠા કરી.

૩૦. સિરોહી :

(૨૪૪)

(વચ્ચેના ભાગમાં)–સં. ૧૨૨૪ ચૈત્ર વદિ ૫ના દિવસે બ્રહ્માણગચ્છમાં આજડના કલ્યાણ માટે જસદેવે ઝયરુ પ્રતિમા કરાવી.

(ડાબી તરફ)—ધવલના કલ્યાણ માટે જસદેવે મહાવીર-સ્વામીની પ્રતિમા કરાવી.

(જમણી તરફ)—પાસદેવના કલ્યાણ માટે જસદેવે

